# મેડી પ્રવાસ.





તે સમે "સસુર' સસુર" બોલતો બળવંતસિંહ ઓરડીની અંદર પેઠો. (પૃ. ૧૪ મું.)

# ભેદી પ્રવાસ.

## અદ્ભુતરસથી ભરેલી વાર્તા.

છપાવી પ્રસિદ્ધ કરનાર.


મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે–બુકસેલર.

ત્રણ દરવાજા–અમદાવાદ.



આવૃત્તિ ૩ જી] સને ૧૯૨૫ ૪૦૦૦





ધી " સૂર્યપ્રકાશ" પ્રીન્ટીંગ પ્રેસમાં પટેલ મુળચંદભાઇ

ત્રીકમલાલે છાપી. ઠે. પીરમશા રોડ–અમદાવાદ.

કિં. ૮ આના

# ભેદી પ્રવાસ.

## પ્રકરણ ૧ લું.

### ધર્મશાળામાં.

તેજસીંગ અને દાનસીંગમાં જણાવ્યા મુજબ એમ કહીને બળવંતસિંહે પોતાના ઘોડાને એડી મારી અને લતિકા તથા અલકે પણ તે જ પ્રમાણે કરી ઘોડાને ઉતાવળા ચલાવ્યા. ચાકરો અને ઉમેદે પણ પાછળ ઘોડા દોડાવીને ઉતાવળે ચાલવા માંડયું. એ જ વખતે વક્ર દૃષ્ટિથી અવલોકન કરતી તે ગૂઢચરિત્રશાલિની લતિકાદેવી મનમાં જ બોલી: " પણ છેવટે તો તે મારો છે—હા ! મારો જ છે!"

સૂર્યદેવ અસ્તાચળ–ગામી થઈ રહ્યા છે. સંધ્યાનાં પગલાં સંભળાવા લાગ્યાં છે. પક્ષીઓ વૃક્ષાવલિઓ તરફ દોડી આવે છે. આ વખતે સરદાર બસવંતસિંહ અને તેની સાથેનું બધું મંડળ એક ધર્મશાળા પાસે આવી પહોંચ્યું.આજની મુસાફરી હવે એટલેથીજ અટકાવીને વિશ્રાન્તિ લેવાનો આખા મંડળનો વિચાર હતો.

ધર્મશાળાનો રક્ષક અત્યંત આનંદથી તેમની સમક્ષ જઈને ઉભો રહ્યો, કારણકે બળવંતસિંહ અને લતિકાદેવીના ઉમદા શણગારેલા ઘોડા, તેમની સાથેની બે દાસીઓ મોટા અરબ્બી ઘોડાઓપર બેઠેલા બે સેવકો અને તે સેવકો કરતાં સ્વલ્પ ઉંચા દરજ્જાનો દેખાતો ઉમેદ અને બખ્તરવાળો વીર નર એ સઘળો સ્વારીનો ઠાઠ જોતાંજ ધર્મશાળાના રક્ષકે અનુમાન કર્યું હતું કે તેમના તરફથી પોતાને સારી પેઠે લાભ મળ્યા વિના રહેશે નહિ.

જે ધર્મશાળામાં આ સઘળા મંડળે ઉતારો કર્યો તે ધર્મશાળા મોટા રાહદારી માર્ગની બાજુએ આવેલી હતી અને પ્રવાસીઓની આવજા સારી હોવાથી તેમાંની વ્યવસ્થા પણ સારી જોવામાં આવતી હતી. ધર્મશાળાનો રક્ષક ચતુર હોવાથી ઉતારૂઓની બરદાસ સારી રીતે કરતો હતો. નાનાથી મોટા સુધી ગમે તે દરજ્જાનો માણસ એ ધર્મશાળામાં આવે. પણ તેની બરદાસ્ત તેના દરજ્જા પ્રમાણે કરવામાં તે હમેશાં કાળજીવાળો રહેતો અને તેથી તેને લાભ પણ સારો થતો. એ સઘળું મંડળ ધર્મશાળાની પાસે આવી પહોંચતાં જ તેણે તેમના ઘોડાઓ માટે ચારા-પાણીની વ્યવસ્થા કરી દીધી. એટલામાં તેની સ્ત્રી પણ ત્યાં આવી પહોંચી અને તેણે સ્ત્રી વર્ગને ધર્મશાળાના અંદરના ભાગમાં લઈ જઈને એક ઓરડામાં બેસાડ્યો. એ પ્રમાણે સ્ત્રી વર્ગ અને પુરૂષવર્ગની ગોઠવણ અલગ અલગ કરવામાં આવવાથી બખ્તરવાળી અલકકુમારી પુરૂષોના ભાગમાં જ રહી. બળવંતસિંહે કેટલાક વખતથી તેની સાથે વાતચિત કરી નહોતી. તેથી તે હવે પોતાનો પોશાક ઉતારતાં ઉતારતાં બોલ્યો: "મારા શૂરવીર મિત્ર! આ આપણી સંગિની તને કેવી લાગે છે, કહે જોઇએ વારૂ?"

"મહારાજ! તે બહુ જ સ્વરૂપવતી છે." અલકકુમારીબોલી; પરંતુ એ શબ્દો ઉચ્ચાર્યા પહેલાં તેણે જે ઉંડો શ્વાસ છોડયો હતો તે તેનાં મ્હોંપરના બુરખાને લીધે બળવંતસિંહના સાંભળવામાં આવી શક્યો નહોતો,

"કોઈ સ્ત્રીને માટે પૂજ્ય ભાવ ઉત્પન્ન થવાને માટે કેવળ તેનું સ્વરૂપ જ બહુ ઉપયોગી લેખાતું નથી." બળવંતસિંહ બોલ્યો:"આ મહીનામાં મેં એકંદર ત્રણ સ્ત્રીઓ જોઇ, અને તેમાંની પ્રત્યેક સ્ત્રી

પોતપોતાના સ્વરૂપથી આખા જગતને ચકરડી-ભમરડી રમાડે એટલી મોહક છે. પણ તેમના સ્વભાવમાં વિલક્ષણ અંતર રહેલું છે. પહેલી જમની—" .

" તે તો લતિકાદેવીની બ્હેન જ !" અલક બોલી: "મેં એક બે વાર તેનું નામ સાંભળેલું છે ખરૂં "

" હા, તે જ." બળવંતસિંહ બોલ્યો: " હું તેનું ગમે તેટલું વર્ણન કરૂં, પરન્તુ તેના કૃષ્ણ વર્ણનું સ્વરૂપ તારા ધ્યાનમાં બરાબર રીતે આવી શકશે નહિ; તે ઉપરાંત રૂપમાં ઘાટમાં અને બીજી બધી રીતે તે બરાબર લતિકાદેવીના જેવી જ છે. એ બે સ્ત્રીઓ ઉપરાંત એક ત્રીજી તરૂણ બાળા પણ મારા જોવામાં આવી છે, તેનું નામ અલકકુમારી છે. સ્હવારે મેં લતિકાદેવીની સાથેવાતચીત કરતી વેળાએ તેનું નામ લીધું હતું તે કદાચ તને સાંભરતું હશે."

એ પ્રમાણે સંભાષણનો પ્રવાહ એકાએક પોતા તરફ જ વળેલો જોઇને અલકકુમારી ચકિત થઈ ગઇ. તેના મુખમાંથી ઉત્તર નીકળી શક્યો નહિ, તેના મનની સ્થિતિ બળવંતસિંહના ધ્યાનમાં આવે એ શકય નહોતું. તે આગળ બોલ્યો: " તે ત્રણે સ્ત્રીઓ સુંદર છે ખરી, પરન્તુ તેમના સ્વભાવમાં બહુ જ અંતર રહેલું છે. જમનીનો કૃષ્ણ-વર્ણ, ચંચળ તથા તેજસ્વી નેત્રો અને મોહકતાના પાશમાં બદ્ધ ન-થાય તેવો પુરુષ ભાગ્યે જ દુનિયામાં કોઇ હશે. લતિકાદેવી પણ તેના જેટલી જ સુંદર છે !" એમ કહીને તે સ્તબ્ધ રહી ગયો.

એ જોઇને અલકકુમારી બોલી: " કેમ વારૂ અટકી ગયા ? આપનું વર્ણન ચાલવા દો."

' હું કાંઇ અટકી ગયો નથી.'' તે હસતો હસતો બોલ્યો: "મારે હજી તેનું વર્ણન કરવાનું છે. જમની અને લતિકાદેવીએ ઘણા મુલકોમાં પ્રવાસ કર્યો હોવાથી અને ઘણા માણસોના પરિચયમાં આવવાથી તેમનામાં કૃત્રિમ હાવભાવો બહુ જોવામાં આવે છે; પરન્તુ ત્રીજી અલકકુમારી કેવળ અરણ્યમાં જ ઉછરી હોવાથી શકુંતલાની પેઠે તેનું સૌંદર્ય નૈસર્ગિક છે. તે ત્રણેને જો એકત્ર રાખી હોય તો વિચારશીલ પુરુષને તે બન્ને બહેનો કરતાં અલકકુમારી જ વધારે પસંદ પડે. હું કેવળ ખુલ્લા મનથી કહું છું કે જો મેં જમનીને જોઈ ન હોત, તો મારું મન એ અલકકુમારી ઉપર જ બેસી ગયું હોત, અને તે ખેડૂતની પુત્રી તથા અરણ્યમાં ઉછરેલી કન્યા છે એ બાબતની જરા પણ પરવાહ નહિ કરતાં દુષ્યન્તની પેઠે મેં તેનું પાણિગ્રહણ પણ કર્યું હોત. પણ મિત્રવર્ય ! તને એટલામાં આ શું થઇ ગયું ? તારું શરીર આમ શાથી કંપી રહ્યું છે વારુ ?"

એમ કહીને બળવંતસિંહ એકદમ આગળ વધ્યો અને તેણે તેને પોતાના હાથમાં ઝાળવી લીધી. જો તેણે એ વખતે ચપળતા ન વાપરી હોત તો અલકકુમારીને એકદમ ચકરી આવત અને તે ભોંયે પડી જાત ! બળવંતસિંહના શબ્દોથી અને સ્પર્શથી તે સત્વર ભાનમાં આવી અને બોલી: "મને જરા ચકરી આવવા જેવું થઇ ગયું: પણ હવે કાંઇ નથી. હું બરાબર ભાનમાં છું."

"મારી તરફથી જો કાંઇ અવિનય થયો હોય, તો મને ક્ષમા કરજો." આશ્ચર્યચકિત થઈને બળવંતસિંહ બોલ્યો.

"એટલે આપ શું કહેવા માંગો છો ?" અલકકુમારીએ અધીરતાથી પૂછ્યું, કારણકે તેને એવું લાગ્યું કે કદાચ બળવંતસિંહ પોતાને ઓળખી ગયો હશે

બળવંતસિંહ બોલ્યો: " હું તારી ક્ષમા માગું છું. મારા શબ્દોથી તારા હૃદયને ધક્કો લાગ્યો એ ઉપરથી હું તારા મનની ગુપ્ત વાત જાણી ગયો છું."

" મારા મનની ગુપ્ત વાત વળી કઇ ?" પાસેના થાંભલાને સારી રીતે અઢેલીને અલકકુમારી પુનઃ બોલી " મારા મનની ગુપ્ત વાત વળી શું ? "

બળવંતસિંહ બોલ્યો: " હા, તારા મનની જ ગુપ્ત વાત હું જાણી ગયો છું. તારા મનની આ વિકળતા, આ તારી અણીરાઇ, તારા શબ્દો અને બીજી અનેક વાતો ઉપરથી તે વાત મારા જાણવામાં આવી ગઇ છે."

" પણ તે વાત કઇ એટલું તો કહો !" અલકકુમારીએ અધીરાઇથી પૂછ્યું.

" અલકકુમારીને તું ઓળખે છે અને તુ તેના ઉપર પ્રેમ ધરાવે છે !" બળવંતસિંહ બોલ્યો.

" હા, હું તેને મારા પ્રાણથી પણ અધિક માનું છું." પોતાની ખરી ગુપ્ત વાત બળવંતસિંહના સમજવામાં આવી નથી, એમ જાણવાથી અલકકુમારીના મનનું સારી પેઠે સમાધાન થયું.

" વારૂ, ત્યારે ! તારી ઇચ્છા પૂર્ણ થાઓ !" બળવંતસિંહ બોલ્યો: " અલકકુમારીમાં એવા ઉત્તમ ગુણો છે કે તેનો હાથ મેળવવા માટે મોટા મોટા રાજાઓ પણ પગે પડયા વિના રહે નહિ ! અહો, તેની લાયકીની હું શી વાત કહું ?"

"તેના સંબંધે આપનો આવો અભિપ્રાય જાણીને મને બહુ જ આનંદ થાય છે." અલકકુમારી ગદ્દગદ્ કંઠે બોલી.

એટલામાં એક ચાકરે આવીને ભોજન તૈયાર થયું હોવાની ખબર આપી, એટલે અલકકુમારી બળવંતસિંહની પાસે આવીને બોલી: "જમતી વેળાએ હું જૂદો પડી જવાથી આપને ખરાબ લાગશે કારણકે હું મારો બુરખો ઉતારવા ઇચ્છતો નથી; તેટલા માટે મારી એટલી વિનતિ છે કે મારૂં ભાણું અહીં જ મોકલજો, એટલે હું કોણ છું તે કોઇના જાણવામાં આવશે નહિ અને હું એકાંતમાં જમી લઈશ."

"બહુ સારૂં." બળવંતસિંહ બોલ્યો: "આ બાજુની ઓરડીમાં તારૂં ભાણું લાવવાનું હું ચાકરને કહું છુ."

પછી અલકકુમારી તે ઓરડીમાં ગઇ અને ત્યાં જ તેણે જમી લીધું. તેનો ચહેરો કોઇ જોવા પામ્યું નહિ.

લતિકાદેવી પણ પોતાના ભોજનકાર્યથી પરવારીને બળવંતસિંહને મળવાને ધર્મશાળાની ઓસરીપર આવતી હતી, એટલામાં માર્ગમાં તેને ઉમેદ મળ્યો. તે પણ લતિકાને જોઇને તેની પાસે ઉભો રહ્યો. તેને લતિકાએ કહ્યું: "આ તક આપણને ઠીક મળી ગઇ. મારે પણ તરી સાથે કેટલીક વાતચીત કરવાની છે. જરા મારા ઓરડા તરફ ચાલ."

"રમણી!" ઉમેદ બોલ્યો: "ત્યારે ચાલ આગળ."

"ધીમે ધીમે બોલ." લતિકા આમ તેમ નજર ફેરવતી બોલી: "મને એ નામથી અહીં કોઇ પણ ઓળખતું નથી. માટે તું મને આમ મોટે સ્વરે બોલતો નહિ."

એટલી વારમાં તે બન્ને જણાં ધર્મશાળાના પાછળના ઓરડાના દ્વાર પાસે આવી પહોંચ્યાં પોતાના મનનો આપદ સ્પષ્ટ ન દર્શાવતાં ઉમેદ બોલ્યો: " મને શા કામ માટે તેં બોલાવ્યો છે વારૂ ? "

" રહે. આપણે એકસંપીથી એક બીજાની સાથે મૈત્રી કરી વાળીએ. " લતિકા બોલી.

" પણ રમણી ! મારી મૈત્રી તને શા કામની ? " તેની તરફ આશાયુક્ત નજરથી જોતાં ઉમેદ બોલ્યો.

" જે નામ મને ગમતું નથી, તે જ નામથી તું મને કેમ બોલાવે છે ? " લતિકાદેવી ઓશિયાળું મ્હોં કરીને બોલી: " તું મારો મિત્ર બનીશ કે શત્રુ બનીશ ? "

" હું તારો મિત્ર બનું કિંવા શત્રુ બનું, પણ તેથી તને શો લાભ થવાનો હતો ? જ્યારે તું ત્યાં હતી–" ઉમેદ બોલ્યો.

" બસ, તારૂં સઘળું કહેવું મારા ધ્યાનમાં આવી ગયું. તે સ્થળનું નામ અહીં લેવામાં કાંઇ ફાયદો નથી. તને ખબર નથી કે દિવાલને પણ કાન હોય છે ? " લતિકા આમ તેમ નજર ફેરવતી બોલી.

" વારૂ, ત્યારે તે સ્થળનું નામ હું હવે નહિ લઉં. " ઉમેદ બોલ્યો: " પણ જ્યારે તું ત્યાં હતી, ત્યારે હું એક ગરીબ ચાકર હતો. અને તું એક અપ્સરાની પેઠે ત્યાં રહેતી હતી. તે વખતથી જ મારો પ્રેમ તારા ઉપર જડાયો છે. ખરેખર, હું તારાપર આશક થયો છું. "

" પણ અત્યારે તો તું મને વિસરી ગયો હોઇશ. " લતિકાદેવી ઉમેદ માટેનો પોતાના અંતરનો દ્વેષ ખુલ્લો નહિ કરતાં બોલી.

" નહિ, નહિ, હું તને વિસરી ગયો નથી; એટલું જ નહિ પણ હું જ્યાંસુધી જીવીશ, ત્યાંસુધી તને વિસરીશ નહિ ! પણ અત્યારે મારા મનમાં પ્રેમને બદલે બીજો જ એક વિકાર જાગૃત થયો છે." ઉમેદ બોલ્યો.

" એ વિકાર વળી કયો છે ? " લતિકાદેવીએ પૂછ્યું.

" વૈર લેવાનો. " ઉમેદ જોરથી બોલ્યો.

" પણ વૈર લેવું, એ તો ઘણું ખરાબ કામ છે," લતિકા બોલી.

" એ કામ ખરાબ હોય કે સારૂં હોય, મને તું ખરાબ કહે કે સારો કહે, પાષાણ હૃદયનો કહે કે ગમે તેવો કહે, પણ એકલું તું નક્કી માનજે કે હું તારા જેટલો નિષ્ઠુર હૃદયનો નથી. હું તારાપર મોહિત થયો હતો અને તેથી હું તારે પગે પડ્યો, મારા મનની સઘળી વાત મેં તને કહી, પણ તે વખતે તું મારા તરફ જોઇને હસી અને મારો ભારે તિરસ્કાર કર્યો, એટલું જ નહિ પણ મને લાત મારીને ચાલતી થઇ !"

ભયથી ગભરાઇ જઇને લતિકાદેવી બોલી: " મને ક્ષમા કર, ઉમેદ ! મને ક્ષમા કર !

તેની તરફ તિરસ્કારપૂર્વક જોઇને ઉમેદ બોલ્યો: " ક્ષમા ? હવે હું બિલકુલ ક્ષમા કરનાર નથી.

થોડો વિચાર કરીને લતિકા બોલી: " પણ તું એ વૈર કેવી રીતે વાળીશ ? મને શિક્ષા કરીશ ? "

જરા શાન્ત થઇને ઉમેદ બોલ્યો: " હું ક્યારનોએ જોણી ગયો છું કે તું બળવંતસિંહ ઉપર પ્રેમ ધરાવે છે."

લતિકા બોલી: " ઉમેદ ! તું ભૂલે છે ! તારી સમજ ભૂલભરેલી છે.,'

" છટ્ છટ્ ! મારી પાસે કાંઇ એ બનાવટ ચાલવાની નથી! આજ સ્હવારેં તું બળવંતસિંહ તરફ પ્રેમથી જોતી હતી, છાની છાની વાત કરતી હતી, તે સઘળું મેં બરાબર જોયુ છે અને સાંભળ્યું છે."

" વારૂ. વારૂ, તું કહે છે એ ખરી વાત છે. બળવંતસિંહ ઉપર મારો પ્રેમ છે. પણ આગળ તું શું કહેવા માંગે છે? " લતિકાએ કેવળ ગરીબ બની જઇને પૂછ્યું.

" એ સરદાર મારી સાથે બહુ જ સારી રીતે વર્તે છે. જે સ્થળથી હું કંટાળી ગયો હતો, જે સ્થળને હું ધિક્કારતો હતો, તે સ્થળેથી હું તેની જ કૃપાથી મુક્ત થઈ શક્યો છું ." ઉમેદે ઉત્તર આપ્યો.

" હા, હું સમજી," લતિકા બોલી: " કાલના પ્રસંગમાં તેં સરદાર સાહેબને સારી રીતે મદદ કરી હતી. પણ ઉમેદ! તેં લીધેલા સોગંદ ધ્યાનમાં રાખજે. એ સોગંદને લીધે તું 'પુણ્ય-મંદિર' માંની એક પણ વાત ખુલી પાડી શકે નહિ."

" હું સોગન ભાંગવાનો નથી. " ઉમેદ બોલ્યો: "સોગંદ ભાંગ્યા વિના કહી શકાય તેવી સઘળી વાત કહીને સરદાર બળવંતસિંહને-"

કેવળ દીન બની જઇને અને બન્ને હાથ જોડીને લતિકા બોલી: "ઉમેદ! ઉમેદ! પ્રભુની ખાતર તું એવું કરતો નહિ! તું એમ કરીશ તો મારૂ ગળું કપાઇ ગયા જેવું બનશે. જેના ઉપર હું પ્રેમ ધરાવુ છું; તેની નજરમાં હું હલકી પડી જઉં, એવું તું કરીશ નહિ. તને શું મારી દયા નથી આવતી? તું શું તારો વિચાર બદલાવીશ નહિ?"

તે સુંદરી તરફ જોઇને ઉમેદ બોલ્યો: " ફક્ત એક શરતે હું તારૂં કહેવું સાંભળીશ. "

ઉમેદ કઇ શરત કરવા માગે છે તે લતિકા તેના મ્હોંપરથી જાણી ગઇ હતી; પણ તેવું નહિ દર્શાવતાં તેણે પૂછ્યું: "તું કઇ શરત કરવા માગે છે?"

ઉમેદ ધીમેથી બોલ્યો: " એ શરત તારા જેવી ચાણાક્ષ સુંદરીએ તો કહ્યા વિના જ સમજી જવી જોઇએ."

જાણે કે હવે જ ઉમેદનું મન તે જાણી શકી હોયની, એવું મ્હોં કરીને લતિકા બોલી: "હાં. હાં, હવે મારા સમજવામાં આવ્યું. "

ઉમેદ આનંદથી બોલ્યો: "ત્યારે હવે તે શરત તારે કબૂલ છે ને?"

લતિકા નીચું માથું ઘાલીને ધીમેથી બોલી: " જ્યારે બીજો કાંઇ ઇલાજ નથી, ત્યારે નાકબૂલ કેમ કરી શકાય?"

પોતાનો પ્રેમ ખુલ્લો કરતાં ઉમેદ આનંદથી બોલ્યો: "અત્યારસુધી હું તારો તિરસ્કાર કરતો હતો, પણ હવેથી હું તારાપર પૂર્ણ પ્રેમ રાખીશ. અત્યારથી આ બંદો તારો ગુલામ છે એમ સમજી લેજે. આજ રાત્રે સર્વત્ર શાંતિ વ્યાપી જાય, અને સૌ ઉંઘી જાય, એટલે–"

" પણ રાત્રે તું કયે સ્થળે સૂઇ રહેવાનો છે? " લતિકાએ પૂછ્યું.

"પેલા તારા ઓરડાની સામેના જ ઓરડામાં." ઉમેદ આનંદથી મુગ્ધ થઇ જતો બોલ્યો: "પણ આવે ત્યારે આમ ગુસ્સે થઇને આવતી નહિ. તારી આ ખુનસભરેલી આંખો જોઇને મને બહુજ ભય લાગે છે!"

તે વખતે લતિકાદેવીની આંખો ખરેખર ખુનસભરેલીજ દેખાતી હતી, પણ ઉમેદે કરેલી ટીકા ઉપરથી તે ભાનમાં આવી અને શાન્ત દેખાવા લાગી. જોકે ઉમેદે તેની આંખોમાંની ખુનસ જોઇ હતી, તો પણ હવે તે તેના કટાક્ષથી કેવળ મુગ્ધ બની ગયો. તેની તરફ પ્રેમપૂર્વક જોઇને લતિકા બોલી: "ઉમેદ! તું બ્હીશ નહિ. મારા મનમાં પણ તારે માટે પ્રેમના વિચારો ઉત્પન્ન થવા લાગ્યા છે."

એ વખતે બળવંતસિંહ ભોજનકાર્યથી પરવારીને ધર્મશાળાના રખેવાળ સાથે ઇશ્વિરતીશ્વરની વાતો કરતો બેઠો હતો. એ જોઇને લતિકા આગળ નહિ આવતાં એમ ને એમ પાછી વળી ગઇ. ધર્મશાળામાં ઘણી ઓરડીઓ આવેલી હતી. ઘણે ભાગે એ ઓરડીઓ ખાલી જ હોવાથી બળવંતસિંહ સાથેના માણસોએ પોતપોતાની મરજી પ્રમાણે ઓરડીઓ પસંદ કરી દીધી હતી. એક પ્રહર રાત્રિ વીતી ગયા બાદ સો કોઇ પોતપોતાની ઓરડીમાં સૂવાને ચાલ્યાં ગયાં. આખા દિવસનો પ્રવાસનો શ્રમ હોવા છતાં બળવંતસિંહને રાત્રે બિલકુલ નિદ્રા આવી નહિ, તેથી તે પોતાની ઓરડીના બારણામાં ઉભો રહીને આસપાસની શોભા જોવા લાગ્યો.

તે સંગમપુરમાંથી આટલો વહેલો નીકળી જવાનો ખુશી નહોતો, પોતાના વિશ્વાસુ સેવકોની કશી ખબર તેને મળી શકી નહોતી, તેમજ રાજકન્યા ચંદ્રપ્રભાને તે પોતાને હાથે કશી મદદ કરી શક્યો નહિ, એ જોઇને પણ તેને ખેદ થતો હતો.

આટલો બધો વખત ઉમેદ જોકે તેની સાથે રહ્યો હતો, તોપણ 'પુણ્ય–મંદિર' સંબંધે તેના મુખમાંથી એક પણ શબ્દ બળવંતસિંહે સાંભળ્યો નહોતો 'પુણ્ય–મંદિર' સંબંધી વિગત મેળવવાને તે બહુ ઉત્સુક હતો. સરોજિની સાથેના ભાષણ ઉપરથી તે મકાન કોઇ જાતના વિલક્ષણ સુખની ખાણ હોવી જોઇએ, એવી તેની માન્યતા થઇ હતી, પણ તે સુખ કયું હશે, તેની જ માત્ર તેને માહિતી નહોતી. ઉમેદના કથન ઉપરથી તો 'પુણ્ય–મંદિર' એક અનિષ્ટ સ્થળ છે, એવું તેના જાણવામાં આવ્યું હતું, પણ તેની પોતાની તો એટલી ખાત્રી હતી કે કોઇ ભયંકર મંડળીનું મુખ્ય સ્થાન એ 'પુણ્ય–મંદિર' હોવું જોઇએ. આ કારણથી તેમાંનો ખરો પ્રકાર જાણવાની તેની ઇચ્છા

વૃદ્ધિંગત થઇ હતી, અને એજ વિચારમાં તેની ઉંઘ ઉડી ગઇ હતી. એક વાર ઉમેદને મળીને સઘળી વાતનો ખુલાસો કરી લેવો એવો તેણે પોતાના મનથી વિચાર કર્યો. એ સમયે સર્વત્ર શાન્તિ વ્યાપી રહી હતી, તે જોઇને બળવંતસિંહ ઉમેદ પાસે જવા નીકળ્યો. પોતાની ઓરડીમાંથી બહાર નીકળ્યા પછી બીજાની ઉંઘમાં ખલેલ નહિ પહોંચાડવાને પગલાંનો જરા પણ અવાજ થવા દીધા વિના બળવંતસિંહ ઉમેદની ઓરડી તરફ જવા લાગ્યો. બહાર સર્વત્ર અંધકાર વ્યાપી રહ્યો હતો, પરન્તુ ઉમેદની ઓરડીમાં દીવાનો પ્રકાશ તેના જોવામાં આવ્યો. તેથી તે તેવા જ ધીમા પગલાથી ઓરડીના ઉંબરાની પાસે જઇને ઉભો રહ્યો.

પણ આ વખતે ઉમેદની ઓરડીમાં જે ભયંકર પ્રકાર બન્યો તે દૃષ્ટિએ પડતાંજ બળવંતસિંહને અત્યંત આશ્ચર્ય ઉત્પન્ન થયું.

ઉમેદના બિછાના પાસે લતિકા ડાબા હાથમાં દીવો પકડીને ઉભી હતી. તેના વદનપર દીવાનો પ્રકાશ પડતો હોવાથી તેનો ચહેરો સ્પષ્ટ જોવામાં આવતો હતો. તે અત્યંત ક્રુદ્ધ થએલી દેખાતી હતી. આટલી મોડી રાત્રે તેને ત્યાં જોઇને બળવંતસિંહને બહુજ આશ્ચર્ય લાગ્યું. તે હવે શું કરે છે તે જોવાને માટે તે ત્યાં જ ઉભો રહ્યો.

ઉમેદને ભરનિદ્રામાં પડેલો જોતાંજ લતિકાને કિંચિત્ આનંદ થએલો જણાયો, પણ તે આનંદ માત્ર એક જ ક્ષણમાં ઉડી ગયો. પુનઃ ચીડાએલી વાઘણની પેઠે તે ક્રૂર દેખાવા લાગી. આ પ્રકાર જોતાંજ બળવંતસિંહે અનુમાન કર્યું કે તેના મનમાં કાંઇ પણ ભયંકર હેતુ રહેલો હોવો જોઇએ. એટલામાં તેણે પોતાનો જમણો હાથ ઉંચો કર્યો. તે હાથમાં તીક્ષ્ણ ધારનું ખંજર હતું. તેના ઉપર બળવંતસિંહની નજર

પડી, પણ એટલામાં તો લતિકાનો હાથ જોરથી નીચે વળ્યો અને તેમાંનું ખંજર ઉમેદના કાળજામાં પેસી ગયું !

તે ક્ષણે " સબુર ! સબુર !" બોલતો બળવંતસિંહ ઓરડીની અંદર દોડ્યો, પણ તે શા કામનું? જે બનવાનું હતું તે તો બની જ ગયું હતું ।

---

## પ્રકરણ ૨ જું.

### ખુની સ્ત્રી.

એકાએક બળવંતસિંહનો સ્વર સાંભળીને લતિકા ગભરાઇ ગઇ. તે એક પત્થરની પૂતળીની પેઠે એક ને એક સ્થળે સ્થિર ઉભી રહી. તેના હાથમાંથી દીવો નીચે પડી ગયો. તે બળવંતસિંહ તરફ જોઇ રહી હતી ખરી, પરન્તુ તેની આંખોનું સઘળું તેજ નાશ પામી ગયું હતું ! બળવંતસિંહ પણ તેની તરફ જોતો ઉભો રહ્યો હતો. એ સ્થિતિમાં તે બન્ને જણ ચાર–પાંચ પળ રહ્યાં હશે, એટલામાં બળવંતસિંહને વિચાર આવ્યો કે ઉમેદને જો કંઇ ફાયદો થઇ શકે તેમ હોય તો વેળાસર તેની મદદે પહોંચી જવું જોઇએ, અને તેથી તે તેની પાસે ગયો, પરંતુ તે બિચારાનો જીવ તો ક્યારનોએ ઉડી ગયો હતો ! લતિકાના ખંજરે તેનો ક્યારનોએ છૂટકો કરી નાંખ્યો હતો ! લતિકાએ આ ખૂન શામાટે કર્યું, તેનો તે વિચાર કરતો હતો. થોડી વાર સુધી વિચાર કરીને તેણે તેને પૂછ્યું: "લતિકા ! આ ખૂન તેં શામાટે–શા કારણથી કર્યું છે ?"

એ જ સમયે લતિકા પૂર્ણ રીતે ભાનમાં આવી. તે રડતી રડતી બોલીઃ " ઓ પ્રભુ! મારાપર દયા કર ! " એ વખતે લતિકાનું હૃદય તેને પોતાને જ દંશ દેતું હતું એ વાત પૂર્ણ રીતે બળવંતસિંહના ધ્યાનમાં આવી.

તે ગંભીર સ્વરે બોલ્યો: " આ બનાવ બહુ જ ભયંકર કહે-વાય. તેનું ખૂન કરવાનું કારણ તને શું મળ્યું હતું? "

ગભરાએલી લતિકાદેવી બોલી: " સરદાર સાહેબ ! તેવું જ કાંઈ કારણ થયું હતું. કારણ વિના કાંઇ પણ કાર્ય થતું નથી. મારા દુર્દૈવથી આપની પાસે મારી બેઆબરૂ થવાનો વખત આવ્યો હતો !"

"સંગમપુરના નદીકિનારા પર તેં પહેલુ ખૂન કર્યું અને આજે તે બીજું ખૂન કર્યું ! એ ઉપરથી હવે મારે સમજવું શું? " બળ-વંતસિંહે પૂછયું.

હાથ જોડીને અત્યંત દુખિત થતી લતિકાદેવી બોલી: " હા, મારે હાથે બે ખૂન થયાં ખરાં! પણ પહેલાં હું જે કહું તે આપ સાંભળી લો, અને પછી મને જે દોષ દેવો ઘટે તે આપ ખુશીથી દેજો. હું ખરી વાત કહીશ, એટલે આપ મારી સોબત છોડી દેશો, એ હું સારી પેઠે સમજું છું. એકવાર હું અહીંથી દૂર ગયા પછી આપનો અને મારો પુનઃ મેળાપ થશે નહિ; પણ હવે હું એટલું જ કહું છું કે આ જુવાને જ મારા પર એવો પ્રસંગ આણ્યો હતો કે ઉંઘમાં ને ઉંઘમાં જ તેનો જીવ લેવાની મને જરૂર પડી ! તેણે મારો એવડો મોટો અપરાધ કર્યો છે કે બીજા કોઇનો જો એણે એટલો અપરાધ કર્યો હોત, તો તેણે એકને બદલે દસ ખૂન કર્યાં હોત ! "

બળવંતસિંહે ઉત્સુકતાથી પૂછ્યું: " પણ એવો તે કેવો અપરાધ

તેણે કર્યો હતો ? એવું તે કેવું દુઃખ તેણે તને દીધું હતું ? મને એક વાર ખુલાસેથી વાત તો કહે ! ”

લતિકા બોલી: “તે બહુ જ લાંબી હકીકત છે. થોડી વારમાં તે કહી શકાય તેમ નથી. મારે હાથે જે કૃત્ય આજે થયું છે, તેથી હવે પછી હું આપની પાસે રહી શકું એ બનવા જોગ નથી. હવે હું આપને હમેશને માટે છોડી જઇશ !

એ છેવટના શબ્દો તે અતિદુઃખપૂર્વક બોલી, તેણે એક દીર્ઘ નિઃશ્વાસ નાંખ્યો. તેને ભયંકર માનસિક વેદના થતી હતી, એવું બળવંતસિંહના સમજવામાં આવ્યું. તે બોલ્યો: “ તું મને છોડી જવાનું કહે છે પરન્તુ મેં જમદેવને એવું વચન આપ્યું છે કે હું તને સાથે ને સાથે લઇ જઇશ, તેનું કેમ ? વળી આ મુડદું અહીં પડેલું છે એનો હવે શો રસ્તો કરવો ? સ્હવારે આ વાત જ્યારે પ્રકટ થશે. ત્યારે અમારા ચહેરાપરથી સૌને અમારા ઉપર જ વહેમ આવશે. પછી એ વખતે અમારે શું કરવું ? મારા પર આ કેવડું મોટું સંકટ આવી પડેલું લેખાય તેનો વિચાર તેં કર્યો છે કે નહિ ? ” દુઃખથી નિઃશ્વસ નાંખીને બળવંતસિંહ બોલ્યો: “ જમની ! જમની ! આ સઘળું તારે માટે જ મારે સહન કરવું પડે છે ?” એમ બોલીને બન્ને હાથવડે પોતાનું મ્હોં ઢાંકીને દુઃખના ઉભરામાં બળવંતસિંહ ઉમેદના ખાટલા ઉપર બેસી ગયો.

તેની એ અવસ્થા જોઇને દીન બની ગએલી લતિકા બોલી: “જમનીને માટે આપે તેની બ્હેનપર જે દયા કરી, તે દયાને માટે આપને શું માઠું લાગે છે ? સરદાર સાહેબ ! આપ જ મારો ન્યાય કરો. મારી સ્થિતિનો વિચાર કરો. જમની કેવળ નિર્દોષ છે અને મારા હાથ લોહીવાળા થયા છે. મારે હાથે જેવા ઘોર અપરાધો થયા છે, તેવા

અપરાધો તેની તરફથી કોઇ પણ વખતે થયા નથી કિંવા ભવિષ્યમાં થવાનો સંભવ પણ નથી પણ કૃપા કરીને મને એટલું કહેશો કે મારા આ અપરાધથી જમની ઉપરનો આપનો પ્રેમ તો ઓછો થયો નથી ને? આપને તે તુચ્છ જણાતી નથી ને?"

બળવંતસિંહ બોલ્યો: "તેવું કાંઇ જ નથી તોપણ તે અહીં નથી, એટલે હું તેના સંબંધમાં કશું વધારે બોલી શકતો નથી." તોપણ એ શબ્દો બોલતી વેળાએ બળવંતસિંહનો ચહેરો જરા પ્રફુલ્લિત થયો હતો, એ જોઇને લતિકાદેવીને આનંદ થયો.

તે બોલ્યો:"વખત નકામો વહી જાય છે. હવે શી ગોઠવણ કરવી ધારી છે. તે મને જણાવ. એ બાબત વિષે જેમ જેમ હું વધારે વિચાર કરૂં છું, તેમ તેમ હું વધારે ગુંચવણમાં પડતો જાઉં છું. લતિકા! તારા નસીબમાં શું લખ્યું હશે તેની મને કાંઇ સમજ પડતી નથી. તારી બ્હેનનું નામ જમની છે ખરૂં, પણ તે નામ તો તને વધારે શોભત. જમનાં કાર્યો તું બહુ જ સારી રીતે કરી જાણે છે!"

"હાજી! મારે પણ કેટલીક ગુપ્ત વાતો–પણ હવે એ વાત જવા દો; અત્યારે એ વખત નથી. પહેલાં આપણે આપણી સામે આવી પડેલી બાબતનો જ નિકાલ કરી નાખીએ. આ મુડદાની વ્યવસ્થા હું કરીશ, આપ ખુશીથી આપની ઓરડીમાં જઇને સૂઇ રહો.આપને બહુ શ્રમ લાગ્યો હશે, તેથી આપે વિશ્રાન્તિ લેવાની જરૂર છે. મારૂં કામ હું મારી જાતે સંભાળી લઇશ." લતિકા દેવી બોલી.

બળવંતસિંહ બોલ્યો: 'એમ કેવી રીતે થઇ શકે! હું તને અહીં એકલી છોડી જઉં? આ ખૂનનો વહેમ તારા ઉપર ન આવે, એવી કાંઇ તજવીજ મારે કરવી જ જોઇએ,"

લતિકા બોલી: "અહા! મહારાજ! આપ કેટલા બધા

ઉદાર છો ? ઇશ્વર આપનું રક્ષણ કરો ! આપના ઉપર ખૂનનો આરોપ કેવી રીતે આવી શકે વારૂ ? જો કદાચ આ ખૂન આપને હાથે થયું હોત, તોપણ મેં આગળ આવીને આપના પર વહેમ આવવા દીધો ન હોત ! પછી જો આ ખૂન મેં પોતે જ કર્યું છે, તો તે માટેની સજા પણ મારે જ ભોગવવી જોઇએ."

લતિકાદેવીના અંતઃકરણમાં બળવંતસિંહ માટેનો કેટલો બધો પ્રેમ હતો, તે આ વખતે સ્પષ્ટ થયો, તે બળવંતસિંહ ઉપર પ્રેમ ધરાવતી હતી. તેની મૂર્તિ લતિકાના અંતઃકરણમાં વાસ કરી રહી હતી, તેનું આ ભાષણ સાંભળીને તો તે કેવળ ચકિત થઇ ગયો. તેના મનમાં લતિકાને માટે દયા ઉત્પન્ન થઇ. તે મનમાં બોલ્યો: "આવા ઉદાર હૃદયની સ્ત્રીના મનમાં આવો ખૂન કરવા જેવી બુદ્ધિ ક્યાંથી આવી હશે ?"

થોડી વાર રહીને લતિકા બોલી: "આપને મારી દયા આવે છે, તે ઉપરથી જણાય છે કે આપ મારો તિરસ્કાર કરતા નથી."

"દુર્ભાગિની ! હું તારો તિરસ્કાર કરતો નથી !" તે બોલ્યો: "પણ તારો આ ભયંકર અપરાધ જોઇને મને બહુ જ ખરાબ લાગે છે. હવે એક વાર ફરીથી હું તને કહું છું કે વખત નકામો ચાલ્યો જાય છે અને આપણે ભવિષ્યની કાંઇ પણ તજવીજ કરી નથી."

"[illegible] તો મારો વિચાર આપને જણાવ્યો જ છે."

"[illegible] ઠીક નહિ. આ ખૂન કરવા જેવું કાંઇ પણ મોટું કારણ બની આવ્યું હશે એમ હું માનું છું. ઘણું કરીને આ માણસે તારો કાંઇ પણ મોટો અપરાધ કર્યો હશે. તું આ કરતાં વધારે દુઃખમાં પડે [illegible] નથી. સરદાર વીરોત્તમની તારાપર મમતા છે,

તારી બ્હેનને તું બહુ વ્હાલી છે અને અત્યારે તું મારી સાથે પ્રવાસ કરે છે, એટલે તને આ સંકટમાંથી છોડાવવાને બની શકે એટલી મદદ કરવી એ મારી ફરજ છે. આવા યૌવનમાં જ તને મરણ પ્રાપ્ત થાય એ મને વાજબી લાગતું નથી. ફાંસીની દોરી કિંવા જલ્લાદનો કોહાડો તારા ગળા ઉપર પડે નહિ એવી મારી ઇચ્છા છે. લતિકા ! તારી તરફ જોઇને મને તારી દયા જ આવે છે; એવો તે કેવો જાદુ તારી પાસે છે, તેની મને સમજણ પડતી નથી !" બળવંતસિંહે પોતાના હૃદયનો મર્મ જણાવ્યો.

લતિકા બળવંતસિંહ તરફ જોઇને બોલી: "મહારાજ ! આપ મારાપર આટલી દયા કરો છો, એ આપનો મારાપર અત્યંત ઉપકાર થયો છે. આપને માટે મારા મનમાં કેટલી પૂજ્ય બુદ્ધિ છે, એ તો ઇશ્વર જ જાણે છે ! પણ હવે સ્વસ્થ ચિત્તથી મારૂં કથન શ્રવણ કરો. આજના ખેદજનક પ્રસંગથી મારા મનમાં બે વિચારો ઉત્પન્ન થયા છે. આપે મને પાટણ લઇ જવાનું જે વચન આપ્યું હતું તે સંબંધી મને ઉત્પન્ન થયેલો વિચાર એ મારો પહેલો વિચાર છે, અને બીજો વિચાર મને સરકારને સ્વાધીન કરીને ન્યાય કામમાં હરકત ન આવવા દેવા સંબંધી છે. હવે હું શું કરવાની છું તે કહું છું જો હું નાસી જાઉં, તો આ ખૂનનું તહોમત બીજા કોઇના શિર ઉપર આવ્યા વિના રહે નહિ; એમ કરીને વળી મારા પાપના બોજામાં વધારો કરવાની મારી ઇચ્છા નથી. વારૂ, હવે આ મુડદાને અદૃશ્ય કરવાનો વિચાર કરીએ, તોપણ તે કામ ઘણું કઠણ છે. તે એકાએક રાત્રે ને રાત્રે અદૃશ્ય થઇ જવાથી લોકોને સંશય આવશે, અને આ લોહીથી ખરડાએલા બિછાના ઉપરથી તેનું ખૂન થયું હોવાની સાબીતી સહજ મળી આવશે. તેટલા માટે ઉત્તમ માર્ગ એ જ છે કે આ ખૂનની

વાત જાહેર કરવી અને તે પણ મારે જ જાહેર કરવી. એ સિવાય બીજો ઉપાય નથી."

"પણ આમ કરવાથી પરિણામ શું આવશે તેનો તેં વિચાર કર્યો છે?" બળવંતસિંહે પ્રશ્ન કર્યો.

"તે માટે આપે ચિંતા રાખવાનું કારણ નથી." લતિકા બોલી: "કોઇ પણ મુશ્કેલ પ્રસંગમાં હું પાર પડી જઇશ. એ માટે હું આપને ખાત્રી આપું છું. જે દુષ્કૃત્ય મેં અંધારામાં કર્યું છે, તે મારે જ પ્રકાશમાં આણવું જોઇએ."

"પણ મારો બચાવ કરવાને તું પોતે જ શું દુઃખમાં પડીશ?" બળવંતસિંહે આશ્ચર્યથી ચકિત થઇને પૂછ્યું.

"જે કામ મેં પોતે કર્યું તે માટેનું પ્રાયશ્ચિત્ત પણ મારે પોતે જ કરવું જોઇએ." લતિકાદેવી શાન્તિથી બોલી.

તેની એ હિંમત જોઇને બળવંતસિંહ બોલ્યો: "તારૂં એ બોલવું બરાબર છે, પણ આ સંકટમાંથી તું સુરક્ષિતપણે પાર પડીશ એવી તું ખાત્રી ધરાવે છે શું?"

તેણે ઉત્તર આપ્યો: "હા, મારી ખાત્રી છે. પણ કદાચ મારી યુક્તિ નિષ્ફળ જશે, તોપણ મારો બચાવ કરવાનું સામર્થ્ય આપના અંગમાં રહેલું છે. વીરોત્તમ મહારાજના નામથી આપ મારા છુટકારાનો હુકમ કરી શકશો."

બળવંતસિંહ આશ્ચર્યચકિત થઇને બોલ્યો: "શું? તારા છુટકારાનો હુકમ હું કરી શકું? પણ મારી પાસે એવું શું—"

લતિકા તેની તદ્દન નજીક આવીને વચમાં બોલી: "સાંભળો. હમણાં જ શહેરમાંથી સરકારી માણસો અહીં આવી પહોંચશે અને આ ખૂનની તપાસ કરવા લાગશે. પછી હું તેમને શરણે જઇશ.

હાલમાં દેશના આ ભાગ ઉપર વીરોત્તમ મહારાજનો અમલ ચાલે છે. તેમના જે સિપાઇઓ મારા પર પહેરો રાખશે. તેમને જો કેદખાનાનો દરવાજો ઉઘાડીને મને છોડી મુકવાનો આપ હુકમ કરશો, તો તેઓ આપનો હુકમ સાંભળશે."

"મારો હુકમ તેઓ કેવી રીતે માનશે? મને હુકમ કરવાનો અધિકાર કોણે આપ્યો છે?"

બળવંતસિંહની આંગળીપર ચમકતી વીંટી તરફ આંગળી કરીને લતિકા બોલી: "આ વીંટીએ."

બળવંતસિંહને વીરોત્તમે આપેલી વીંટીનું આ વખતે સ્મરણ થયું. તે બોલ્યો: "લતિકા! બહુ જ સારી વાત તેં સંભારી આપી! હું તો કેવળ વિસરી ગયો હતો. પણ આપણે ગુજરાત તરફ જવાનું છે તેનું—"

નિશ્ચયદર્શક સ્વરે લતિકા બોલી: "હવે પછી આપણે એક બીજાની સાથે પ્રવાસ કરી શકીશું નહિ. આપ આપના વચનમાંથી હવે મુક્ત થયા છો, કારણકે જે હેતુથી જમદેવે આપને મને સાથે લઇ જવાનું કહ્યું હતું, તે હેતુ હવે સિદ્ધ થઈ શકે તેમ નથી."

એ વખતે લતિકાના સ્વરૂપમાં બહુજ ફરક પડી ગયો હતો. તે એક જંગલી પશુના જેવી ક્રૂર દેખાતી હતી! તેનું એવું સ્વરૂપ જોઇને બળવંતસિંહને બહુ આશ્ચર્ય લાગ્યું, પણ તે એવી દેખાવાનું કારણ તેના ધ્યાનમાં આવ્યું નહિ. તેના છેવટના શબ્દોનું રહસ્ય તેના સમજવામાં આવ્યું નહિ; પણ એટલામાં તેનો ચહેરો પહેલાંની પેઠે જ શાન્ત થયો. બળવંતસિંહે તેને કહ્યું: "પણ હવે તું મારી સાથે શામાટે નહિ આવે?"

આજે બનેલો બનાવ એટલો બધો વિલક્ષણ છે કે હવે પછી હું આપની સાથે રહું એ બિલકુલ શક્ય નથી? હું ખૂની છું એ આપ

જાણો છો. હું આપની સાથે હોવાથી આપની કીર્તિને કલંક લાગવાનો સંભવ છે; આજે કદાચ હું સરકારી અધિકારીઓના હાથમાંથી છૂટી શકીશ, પરંતુ વીરોત્તમ મહારાજ મને ક્ષમા આપશે નહિ. તે મને આપની પાસેથી પણ કેદ કરીને પકડી જશે!"

બળવંતસિંહને એ દીનમુખી સુંદરીની બહુ જ દયા આવી. આવી સુંદરીને પોતાની ખરી યુવાવસ્થામાં છુપાઇને દિવસ કાઢવા પડે એ તેને યોગ્ય લાગ્યું નહિ. તે બોલ્યોઃ "પણ આ એકંદર બાબતનો તેં પુર્ણ રીતે વિચાર કર્યો છે કે?"

"હા; તે વિષે મેં પાકો નિશ્ચય કર્યો છે. હવે આપ ચાલો. અને મને મારી ઇચ્છા પ્રમાણે વર્તવા દો." એ શબ્દો ઉચ્ચારતાં તેણે પ્રેમસૂચક દૃષ્ટિ બળવંતસિંહ તરફ કરી કે તેને તેની બહુ જ દયા આવી.

તે ગળગળો થઇ જતો બોલ્યોઃ "પણ આવી સ્થિતિમાં તને છોડી જતાં મારો જીવ ચાલતો નથી."

તે બોલીઃ"આપ મારે માટે જરા પણ ચિંતા કરશો નહિ. હવે આપ ચાલો, ઘણું કરીને આપની અને મારી આ છેવટની જ મુલાકાત છે!"

"પણ તું હવે અહીજ રહીશ કે શું?" બળવંતસિંહે પુછ્યું.

"ના. અહીંથી હું આપની સાથે જ નીકળીશ; પછી હું અહીંના માણસોને જગાડીને મેં આ ખૂન કર્યું છે એમ કહીને તેમની દયા ચાહીશ." લતિકા નિશ્ચયપુર્વક બોલી.

બળવંતસિંહ બોલ્યોઃ"પણ તું નાસી ગઇ હોત, તો વધારે ઠીક હતું."

"તો પછી ખૂનનું જોખમ આપના ઉપર ન આવે શું? નહિ, નહિ, એવી વાત કદાપિ બને નહિ. મેં એ વિષે પુરો વિચાર કર્યો છે, હવે આપ ચાલો." એમ કહીને તેણે બળવંતસિંહનો હાથ પક-

ડયો અને તેને બારણા તરફ લઇ ચાલી. બળવંતસિંહ તેના તરફ દયાપુર્વક દૃષ્ટિ કરતો અત્યંત દુઃખથી ત્યાંથી બહાર નીકળ્યો. લતિકા એકલી ત્યાં જ ઉભી રહી.

## પ્રકરણ ૩ જું.

### બંદીખાનામાં.

એક ઘટિકા ચાલી ગઇ. હજી તે સ્થળે સર્વત્ર શાન્તતા જ હતી, પણ પછી એકાએક ધર્મશાળાના રખેવાળનું બારણું કોઇએ હડસેલ્યું એટલે માંહેથી "કોણ છે?" એવો સ્વર સંભળાયો. એટલામાં તેને જણાયું કે કોઈ સ્ત્રી પોતાને બોલાવી રહી છે, તેથી તેણે પોતાની સ્ત્રીને બારણું ઉઘાડવાની સુચના કરી.

પતિની આજ્ઞા પ્રમાણે એ રખેવાળની સ્ત્રીએ બારણું ઉઘાડયું તો હાથમાં દીવો લઇને બારણા પાસે ઉભેલી લતિકાદેવી તેના જોવામાં આવી. તે બહુ જ ગભરાએલી દેખાતી હતી. તેનાં કપડાં ચુંથાએલાં હતાં અને કેશ વીખરાઈ ગએલા હતા. એવી સ્થિતિમાં તેને જોઇને રખેવાળની સ્ત્રી બ્હી ગઇ. તેણે પૂછ્યું: "કેમ કેમ, શું થયું છે?"

ગંભીર અવાજે લતિકા બોલી: "આપના પતિને જરા મારી સાથે આવવાનું કહો, અને તમે પણ મારી સાથે ચાલો."

એ સાંભળતાં રખેવાળ ઉઠયો અને તેણે ગભરાઇને પોતાની સ્ત્રી તરફ જોયું. સ્ત્રી પણ પોતાના પતિના મ્હોં સામે જોઇ રહી. એ જોઇને લતિકા બોલી: "ચાલો જલ્દી કરો!"

રખેવાળ બોલ્યો: "હા, હું આવું છું, પણ શું થયું છે તે જરા

કહેશો ? ધાડપાડુઓએ હલ્લો કર્યો છે, કે કયાંય આગ લાગી છે, કે શું થયું છે ?"

લતિકા બોલી: "તેવું કાંઈ જ થયું નથી, પણ તમે જલ્દી મારી સાથે ચાલો."

પછી તે તેમને પોતાની સાથે લઇને ઉમેદ જે ઓરડીમાં સુતો હતો તે ઓરડી પાસે આવી અને દ્વાર ઉઘાડીને પહેલાં તે અંદર ગઈ. પોતાની પાછળ એ બન્ને જણુ આવે છે એવી ખાત્રી થયા પછી તે ઠેઠ બિછાના પાસે ગઇ અને ઉમેદના મુડદા તરફ આંગળી કરીને બોલી: " આ ખૂન મેં પોતે કર્યું છે !"

"શું! તેં!" રખેવાળે આશ્ચર્યથી પૂછ્યું: " ના, ના, એમ તો કેવી રીતે બને ?"

" હાય ! હાય ! શું આપણી ધર્મશાળામાં ખૂન !" રખેવાળની સ્ત્રી ગભરાઇને બોલી: "ઓ ભગવાન્ ! હવે અમારૂં શું થશે?" એમ બોલીને તે ભયથી મોટી ચીસ પાડતી બારણાની બહાર જતી રહી. એ ચીસ સાંભળીને ધર્મશાળામાંના સઘળા માણુસો જાગી ગયા. ક્યાંય પણ આગ લાગી હોવી જોઇએ, એવો ભય પહેલાં સર્વના મગજમાં ઉત્પન્ન થયો, પણ જ્યારે ખૂનની ખબર સૌના સાંભળવામાં આવી, ત્યારે તેઓને વધારે ભય લાગ્યો. એ સઘળાનો ઘોંઘાટ એટલો બધો વધી પડયો કે ધર્મશાળાની આસપાસનાં ઘરના લોકો પણ જાગી ઉઠયા અને દોડતા દોડતા ધર્મશાળામાં આવ્યા. તે સઘળાને " એ ખૂન મેં કર્યું છે." એમ સ્પષ્ટ રીતે લતિકા કહેતી હતી. એ સાંભળીને કેટલાક લોકો ક્રોધથી અને કેટલાક લોકો દયાથી તેના તરફ જોવા લાગ્યા. છેવટે તેને ત્યાંથી લઈ જઇને એક ઓરડીમાં પૂરી મેલવી એવું સર્વાનુમતે ઠર્યું. અને કેટલાક માણુસો તેના ઉપર પહેરો ભરવાને તૈયાર થયા.

આ વાત જ્યારે રેવા અને રાધાના જાણવામાં આવી ત્યારે તેમને અત્યંત દુઃખ થયું. પહેલાં તો તેમને એ વાત ખોટી જ લાગી, પણ જ્યારે તે બન્ને જણીઓએ પોતાની આંખોએ જોયું કે લતિકાને એક ઓરડીમાં પૂરી મેલવામાં આવી છે. અને તેના પોતાના મુખથી સાંભળ્યું કે એ ખૂન તેણે પોતે જ કર્યું છે, ત્યારે તેમની તે વિષે ખાત્રી થઈ અને તેઓ દુઃખસમુદ્રમાં ડુબકાં ખાવા લાગી !

પછી રખેવાળે બે માણસોને ઓરડીના આગળના બારણાપર અને એક માણસને ઓરડીની પાછળની બારીપર પહેરેગીર તરીકે રાખ્યા અને તે બળવંતસિંહની ઓરડીમાં ગયો. જાણેકે હમણાં જ પોતે આ બૂમ સાંભળી એવું દર્શાવતો બળવંતસિંહ બિછાનામાંથી ઉઠીને બહાર આવ્યો. તેણે કાંઈ વિશેષ પૂછગાછ નહિ કરતાં રખેવાળનું કહેવું સાંભળી લીધું અને પછી રખેવાળ અલકકુમારીની ઓરડીમાં ગયો. તેને પણ એ સઘળી હકીકત કહીને પછી તેણે ન્યાયના અધિકારીઓને આ ખબર પહોંચાડવા માટે પોતાના માણસોને નજીકના શહેરમાં મોકલ્યો.

આજસુધી આ ગામમાં આવી રીતે કદાપિ ખૂન થયું નહોતું, તેથી આ ખૂનથી લોકોના મનમાં બહુ જ ભીતિ ઉત્પન્ન થવા લાગી. ધર્મશાળાની આજુબાજુના લોકો પાછા પોતપોતાને ઠેકાણે ગયા. ધર્મશાળામાંના માણસો માત્ર જાગતા અને અનેક તર્કવિતર્ક કરતા બેઠાહતા.

આજે બનેલા આ બનાવથી બળવંતસિંહને અત્યંત દુઃખ થયું હતું લતિકાથી છૂટા પડ્યા પછી પ્રત્યેક ક્ષણે એને એવું થયાં કરતું હતું કે 'હમણાં એ ખૂનની ખબર મારે કાને પડશે !' આ હકીકત સાંભળ્યા પહેલાં જે એક ઘટિકા વીતી ગઈ હતી તે તેને એક દિવસના જેટલી લાંબી થઇ પડી હતી. હવે આનું છેવટનું પરિણામ શું આવશે એ વિચારમાં તે નિમગ્ન થયો હતો. લતિકા પોતાની સાથે

હોવાથી પોતાના નામને તો કલંક નહિ લાગે ? એવું તેના મનમાં આવતું હતું. અને બનેલા બનાવ માટે તેને અત્યંત ખેદ થતો હતો. જમનીને માટે પોતે જમદેવની સાથે લડાઈ કરવા ગયો હતો, તે વખતે, જમનીને છોડીને જમદેવ પોતાને તો વળગ્યો નહિ હોય ? લતિકાને સાથે લઇ જવાની જે શરત જમદેવે કરી હતી. તેમાં તેને શું લાભ થવાનો હશે ? એવા એવા અનેક વિચારો તેના મનમાં આવ્યા, પણ તેમાંથી એકકેને માટે તે નિર્ણય કરી શકયો નહિ.

આ ખૂનની ખબર સાંભળવાથી અલકકુમારીને કેવી લાગણી થઇ તે હવે આપણે જોઇએ. તેણે ઓરડીમાં ગયા પછી થોડોએક આહાર કર્યો હતો અને પોતાનું બખ્તર તથા બુરખો કાઢી નાંખ્યાં હતાં. પોતા સંબધે બળવતસિંહનો ઉત્તમ અભિપ્રાય છે એવું જાણીને તેને બહુ આનંદ થયો હતો. સ્વપ્નમા પણ તેને બળવંતસિંહ જ જોવામાં આવતો હતો. એ પ્રમાણે બળવંતસિંહના સમાગમસુખનો અનુભવ લેતી તે બહારની ગરબડથી જાગૃત થઇ અને તેણે પણ ખૂનની વાત સાંભળી. પહેલાં જ્યારે રખેવાળે ઓરડીની બહારથી બૂમ મારીને આ હકીકત કહી હતી, ત્યારે પોતે સ્વપ્નમાં છે. એવો અલકકુમારીને ભ્રમ થયો હતો, પરન્તુ પછીથી પ્રત્યક્ષ ખુન થયું છે અને તે લતિકાએ જ કર્યું છે એવી તેની ખાત્રી થઇ. પોતે જાગૃત થઈ છે. એવી ખાત્રી થતાં જ જાણે કે પોતાની સામે જ એકાદ મુડદું પડયું હોય એવું તેને લાગ્યું. અને પોતાને હાથે તેણે મ્હોં ઢાંકી દીધું. લતિકા જાણે કે પોતાની નજીકની સગી હોય અને તેને હાથે આ દુષ્ટ કૃત્ય થયું તે બહુ જ ખરાબ થયું એવું તેને પોતાનું અંતઃકરણ કહી રહ્યું હોય તેવી રીતે તેને અત્યંત ખેદ થયો.

પ્રભાત થતાં અધિકારીઓ ધર્મશાળામાં એક પછી એક આ-

વવા લાગ્યા. એક લશ્કરી અધિકારી પોતાની સાથે બાર સિપાઇઓ લઇને ત્યાં આવી પહોંચ્યો, અને તેની સાથે એક વૃદ્ધ ન્યાયાધીશ પણ આવ્યો. ધર્મશાળામાં એકઠા થએલા લોકો અત્યારસુધી તેની જ વાટ જોઇ રહ્યા હતા. અત્યારસુધી લતિકાદેવી ઉપર એકસરખો પહેરો રાખવામાં આવ્યો હતો. ફક્ત તેની બે સખીઓ વિના બીજા કોઇને પણ પહેરેગીરોએ અંદર જવા દીધી નહોતી. લતિકા આ વખતે ગમગીન દેખાતી હતી. બીજી બાજુએ બળવંતસિંહ અને અલકકુમારી ધર્મશાળાના મધ્ય ભાગમાં એ જ વાત સંબંધે વિચાર કરતાં ઉભાં હતાં. પહેલાંની પેઠે જ અલકકુમારીએ બખ્તર અને બુરખો ધારણ કરેલાં હતાં અને પોતાનું મ્હોં કોઇ પણ જોઇ જાય નહિ એવી ખબરદારી પહેલેથી જ તેણે રાખી હતી.

ન્યાયાધીશ ત્યા આવતાં જ પહેલાં તો તેણે રખેવાળના રાખેલા પહેરેગીરોને રજા આપી અને પોતાનાં માણસોને પહેરા ઉપર રાખ્યાં, પછી ખૂન થએલી જગ્યાએ જઇને ત્યાંનો સર્વ પ્રકાર તેણે બારીકાઇથી તપાસ્યો. પછી લતિકાને પૂરી હતી તે ઓરડી પાસે તે આવ્યો. આસપાસ એકઠા થએલા લોકોને તેણે કહ્યું: " તમે સઘળા બહાર જતા રહો. હું એકલો જ અંદર જાઉં છું, કારણ કે અપરાધી એક સ્ત્રી છે. તે આટલા બધા લોકોને જોશે તો એકદમ ગભરાઇ જશે અને તે મારા સવાલોના બરાબર જવાબ આપી શકશે નહિ. "

ન્યાયાધીશ સાથેનો લશ્કરી અમલદાર, પહેરેગીરો વગેરે સઘળા માણસો બહાર રહ્યાં અને તે એકલો જ અંદર ગયો. લતિકા તદ્દન શાન્ત ચિત્તે બેઠેલી ત્યાં તેની નજરે પડી. જોકે બહારથી તે શાન્ત દેખાતી હતી, તોપણ અંતરમાં તે કાંઈ ઉંડા વિચારમાં પડી હતી, એમ તેના તરફ બારીકાઇથી જોનારના ધ્યાનમાં તુરત આવતું હતું. હવે

શો ઉપાય કરવો. તેનો તે વિચાર કરતી હતી. પોતાની પાસે ઓરડામાં આવનાર વૃદ્ધ પુરૂષ ન્યાયાધીશ જ હોવો જોઇએ એમ તેણે અનુમાનથી જાણી લીધું અને પોતાની સખીઓને તે વૃદ્ધ નરને આસન આપવા માટે આજ્ઞા કરી. ન્યાયાધીશ પણ લતિકાનું સૌંદર્ય જોઇને આશ્ચર્ય પામી ગયો, આવી મનોરમ સુંદરીને હાથે ખૂન જેવો ભયંકર અપરાધ થયો હોય એવી કલ્પના પણ તે કરી શક્યો નહિ, તે શોકાતુર સ્વરે બોલ્યો: "બાઇ ! તારા જેવી સ્ત્રીએ ખૂન કરવું એ શું શક્ય છે ?"

પોતાનો જમણો હાથ આગળ કરીને લતિકા બોલી: 'સાહેબ! આ જમણા હાથે એ કામ કર્યું છે. કોઈ નિર્દોષ માણસ ઉપર વિના કારણે વહેમ આવે નહિ, તેટલા માટે હું મારી મેળે જ મારો વાંક કબુલ કરૂં છું જો ખૂન કરીને નાસી જવાનો મારો વિચાર હોત, તો તેમ હું ક્યારનીએ કરી ચૂકી હોત."

ન્યાયાધીશ ગભીરતાથી બોલ્યો: "તારા જેવી નાજુક સ્ત્રી આવું ઘોર કૃત્ય કરે, ત્યારે કાંઇ પણ મોટું કારણ બન્યું હોવું જોઇએ."

લતિકા નિશ્ચયપૂર્વક બોલી: "હા સાહેબ ! તેવું એક મોટું કારણ બન્યું હતું. તેણે બહુજ નીચપણે મારૂં અપમાન કર્યું હતું."

રેવા આંખોમાં આંસુ લાવીને બોલી: "સાહેબ ! મારાં બાઇસાહેબનું કાંઇ ભારે અપમાન તેણે કર્યું હોવું જોઇએ. તેમ બન્યા વિના તેને હાથે આવું કાર્ય બને જ નહિ."

રાધા પણ રડતી રડતી બોલી: "સાહેબ ! મારાં બાઇસાહેબને કૃપા કરીને બચાવો."

ન્યાયાધીશ બોલ્યો: "આ બાઇને છોડી દેવી કિંવા તેને શિક્ષા કરવી, એ કાંઇ મારા એકલાના હાથમાં રહેલું નથી. મારા ઉપરાન્ત

બીજા પણ કેટલાક અધિકારીઓ છે, તેઓ આ બનાવનો બહુ જ ડહાપણથી ન્યાય કરશે. કરશે. વારૂ, બાઈસાહેબ! આપ હવે મારી સાથે ચાલો.

લતિકા આશ્ચર્યથી બોલી: "શું એટલી થોડી વારમાં જ જવાનું છે? મહેરબાની કરીને મને અહીં થોડીએક વાર રહેવા દો."

"શામાટે વારૂ?" ન્યાયાધીશે પુછ્યું: "તેવું કાંઇ યોગ્ય કારણ હોવા વિના હું તેમ કરી શકીશ નહિ."

લતિકા નિશ્ચયદર્શક સ્વરે બોલી: "સાહેબ! મારે આ સંસારમાં માત્ર એકની એક બહેન છે. તેના વિના મારે બીજું કોઇ આપ્તજન નથી. તેને મેં આજ અહીં મળવાનું વચન આપ્યું છે. તેનો અને મારો મેળાપ જો આજ નહિ થાય તો પછી ભવિષ્યમાં અમે કદાપિ મળી શકીશું નહિ."

"ત્યારે તો તારે એક બ્હેન પણ છે, એમ કે?" ન્યાયાધીશે પૂચયું.

"હા સાહેબ! મારે એક બહેન છે." લતિકા બોલી.

ન્યાયાધીશે કહ્યું: "ત્યારે કાયદા પ્રમણે તેનું નામ-ગામ વગેરે સઘળું લખી લેવુ જોઇએ."

"તેનું નામ જમની!" લતિકા બોલી.

"કોણ? જમીન?!" ન્યાયાધીશે પૂછ્યું: "વીરોત્તમ મહારાજની છાવણીમાં જે એક વિલક્ષણ સ્ત્રી છે તે શું તારી બ્હેન થાય? તેનું તો મહારાજની પાસે બહુ વજન છે અને તેમનાં સઘળાં માણસો તેની આજ્ઞા ઉઠાવવાને હમેશાં તત્પર રહે છે એવું મારા સાંભળવામાં આવ્યું છે!"

"હા સાહેબ!" તે બોલી: "તે જ જમનીની કુદૈવી બહેન હું છું"

" મને તારા ઉપર બહુ દયા આવે છે. " વૃદ્ધ ન્યાયાધીશ બોલ્યો: "અત્યારસુધી મને જે દયા આવતી હતી તેમાં હવે વધારો થયો છે. અમારા લશ્કરી રીવાજ પ્રમાણે મારે તે જમનીને માન આપવું જ જોઇએ; અને તેને જ ખાતર હું તને અહી થોડી વધારે વાર-સુધી રહેવાની પરવાનગી આપું છું."

" મહારાજ ! આપની એ ઉદારતાને માટે હું આપની અત્યંત આભારી છું. જો પહોર–દોઢ પહોર સુધી મને અહીં રહેવા દેશો તો લતિકા ડુસકાં ભરીને રડવા લાગી.

" ઠીક છે. હું તને અહીં બપોરસુધી રહેવાની પરવાનગી આપું છું. વળી તારે જો બીજા કોઇને મળવાનું હોય, તો હું તે માટે પહેરે-ગીરને હુકમ કરતો જઉં છું." એમ કહીને ન્યાયાધીશ ત્યાંથી ચાલ્યો ગયો.

તે બહાર નીકળતાં જ લતિકાની ઓરડીનાં દ્વાર બંધ થયાં અને તેના ચહેરાપર પુનઃ ઉત્સાહ ચમકવા લાગ્યો. તે આનંદપૂર્વક પોતાની સખીઓની સામે જોઇને બોલી: " હું તમને જે કાંઇ હવે ટુંકમાં કહું છું, તે બરાબર ધ્યાન આપીને સાંભળી લ્યો."

## પ્રકરણ ૪ થું.

### પહેલો પહેરેગીર.

લતિકા અને તેની સખીઓ વચ્ચે જે કાંઇ વાતચીત થઇ, તે હમણાં અહીં આગળ જણાવવાની જરૂર નથી. ટુંકામાં એટલુ જ કહેવું

બસ છે કે તેણે જે યુક્તિ રચી હતી, તે તેની સખીઓને બહુ જ પસંદ પડી, એટલું જ નહિ, પણ તે પ્રમાણે કરવાને તેઓ મોટી ખુશીથી તૈયાર થઇ. તેમની વાતચીત પૂરી થયા પછી રેવા બારણા પાસે આવી. બારણું બહારથી બંધ હતું, તેથી તેણે પહેરેગીરને હાક મારી. પહેરેગીરે બારણું ઉઘાડીને કહ્યું: "કેમ રેવાબાઈ! શું છે? સારુ છે ને?"

"એટલે, શું તું મને ઓળખે છે?" રેવાએ પૂછયું: "મારૂં નામ રેવા છે એની તને કયાંથી ખબર?"

"જેણે આપનો સુંદર ચહેરો એક વાર જોયો હોય, તે આપને કદાપિ વિસરી શકે જ નહિ." પહેરેગીર હસીને બોલ્યો: "આપ અહીં એકલાં જ છો કે શું? આપની સાથે રાધાબાઇ પણ હતાં તેની મને ખબર છે. પણ તમે આજે આ બાઇની પાસે કયાંથી?"

"શું તું આ બાઇને ઓળખતો નથી?" રેવા બોલી: "એ બાઇ જમનીની બહેન થાય!"

"હા, એનું કંઇક ન્યાયાધીશે મારા ઉપરીને કહ્યું હતું ખરૂં, પણ તે બરાબર મારા સાંભળવામાં આવ્યું નહોતું. જમનીને બહેન છે એવું આજસુધી મારા સાંભળવામાં આવ્યું નહોતું."

રેવા આશ્ચર્યથી બોલી: "એમ કે? લતિકાદેવી જમનીની બહેન જ છે. વારૂ, પણ મારી અને તારી ઓળખાણ કયાં થએલી?"

"જ્યારે અહીંથી થોડે દૂર વીરોત્તમ મહારાજની છાવણી હતી, ત્યારે ત્યાં જમનીની સાથે મેં તમને બન્નેને ઘણી વાર જોઇ હતી. પછી એકાએક ત્યાંથી છાવણી ઉપડી ગઈ અને બધું સૈન્ય સંગમપુર ગયું. તે વખતે મારી નીમણૂક આ પાસેના ગામના પહેરેગીર તરીકે

થઇ હતી. ત્યારથી હું અહીં જ રહ્યો છું." પેહેરેગીરે પોતાનો ટૂંક વૃત્તાંત કહ્યો અને છેવટે પૂછ્યું: " પણ બાઇ ! આજનો ભયંકર પ્રસંગ કેવી રીતે બન્યો તે તો મને જરા કહે."

" એ સંબંધે તુંએ સઘળું જાણે છે, પછી મારે કહેવા જેવું શું છે ! એ ઉમેદે અમારાં બાઇસાહેબનું ભારે અપમાન કર્યું હતું."

પહેરેગીરે પૂછ્યું: " તું લતિકાદેવીને 'બાઇસાહેબ' કહે છે, એટલે જમનીની નોકરી શું તમે છોડી દીધી છે ?"

" હા, કેટલેક અંશે એમ પણ ખરૂં." રેવા બોલી: " હાલમાં અમે લતિકાદેવીની સાથે છીએ એટલે અમને આ બનાવથી બહુ જ ખરાબ લાગે છે."

" તમને બહુ દુ:ખ ઉત્પન્ન થાય એ સ્વાભાવિક જ છે: પણ એ લતિકાદેવી શું જમનીનાં જેવાં જ છે કે ?" પહેરેગીરે પૂછ્યું.

" તેમને જોવાની તારી ઇચ્છા હોય તો જોઇ લે." રેવા તેની ચેષ્ટા કરતી બોલી: " તું તેમને જોવાને બહુ ઉત્સુક હોય, તો હું અંદર જઇને થોડી વાર બારણું ખુલ્લું મૂકું છું, તે દર્મિયાન તું તેમને ધરાઇ ધરાઇને જોઈ લેજે !"

" મારે તેમને જોવાની બહુ જ જરૂર છે. કારણકે મારા ઉપરીએ મને એવો હુકમ કર્યો છે કે લતિકાદેવી વિના બીજું કોઈ ઓરડીમાંથી બહાર આવજા કરે તો તેને હરકત કરવી નહિ." પહેરેગીર બોલ્યો: " એટલે જો તેમને એક વાર જોઇ લીધાં હોય. તો વાંધો આવે નહિ."

" શું, એ દયાળુ ન્યાયાધીશે એવો હુકમ કર્યો છે ?" રેવા બોલી: " પણ તું હવે તૈયાર રહેજે. હું બારણું ઉઘાડીને અંદર જઉં

છુ." એમ બોલીને તેણે બારણું ઉઘાડયું અને તે અંદર ગઇ. એટલામાં લતિકાદેવી અને રેવાની દૃષ્ટિનો મેળાપ થયો, પણ તેની નજર પહેરેગીર તરફ ગઇ નહિ. રેવાએ અમસ્થી એકાદ ચીજ ઉચકીને બાજુએ મેલી અને પછી થોડી વાર ઓરડીમાં આમથી તેમ જઇને પાછી તે બહાર આવી અને બારણું બંધ કરી વાળ્યું.

આ સઘળું માત્ર ચારપાંચ પળમાં જ બની ગયુ. પહેરેગીરને માટે એટલો વખત બસ હતો. પહેરેગીરે અંદર જોયું, ત્યારે લતિકાદેવી બેઠી હતી અને રાધા તેનો ચોટલો વાળતી હતી. રેવાએ બહાર આવીને પહેરેગીરને પૂછ્યું: ' કેમ, તેમને બરાબર જોઇ લીધાં કે નહિ ?

" હા; અહા ! કેવી રમણીય નારી છે ? એવી સ્ત્રીએ ખૂન કર્યું એમ કોઇએ ખરૂં માની શકે નહિ." પહેરેગીરે કહ્યું.

રેવા બોલી: " થવાની વાત થઇ ગઇ ! પણ મને કહે જોઇએ, એ બન્ને બ્હેનોમાં તને કાંઇ ફેરફાર દેખાયો કે ? "

પહેરેગીર આશ્ચર્યથી બોલ્યો: "કેટલીક બાબતોમાં તેઓ સરખી છે, પણ કેટલીક બાબતોમાં તેમની વચ્ચે જમીન આસમાન જેટલો તફાવત છે ! સાધારણ રૂપ, શરીરનો બાંધો, ઉંચાઇ વગેરે બન્નેમાં સરખું છે, પરન્તુ રંગમાં બન્ને જૂદી પડે છે. એક દૂધ જેવી ધોળી અને બીજી કાજળ જેવી કાળી ? "

રેવા ગંભીર અવાજે બોલી: " જમની એટલે 'જમ'ની પુત્રી અને લતિકા એટલે ફુલની વેલ જેવી સુંદર અને સુકોમળ !"

" હા, એ બાઇ ખરેખર સુંદર અને સુકોમળ જ છે." પહેરેગીર બોલ્યો: " પણ આજે તેણે કરેલું કૃત્ય તો 'જમ'ની પુત્રીને શોભે તેવું છે ! "

રેવા તેના તરફ કિંચિત્ રોષભરી આંખે જોઇને બોલી: " પણ

સઘળી હકીકત પૂરેપૂરી જાણ્યા વિના એમ બોલવું એ બરાબર નથી."

" એ તો ખરી વાત." પહેરેગીર બોલ્યોઃ પણ મને તો જે ખુલ્લું દેખાયું તે જ મેં કહ્યું છે."

" વારૂં, એ વાત હવે જવા દે." રેવા બોલીઃ " પણ તારો પહેરો હવે ક્યાંસુધી ચાલશે ?"

" બબ્બે ઘડીએ પહેરો બદલવાનો ઠરાવ થએલો છે. હવે થોડી જ વાર પછી બીજો પહેરેગીર અહીં આવશે અને મને બે ઘડી સુધી આરામ મળશે. વારૂ, પણ એવી ચોકસી કરવાનું કારણ શું છે?"

" કારણ તો કાંઈ નથી; માત્ર સહજ મેં તને પૂછ્યું, પણ હવે જે નવો પહેરેગીર આવે, તેને લતિકાદેવી અને જમનીના રંગમાં રહેલો ફેરફાર બરાબર સમજાવી દેજે. નહિતો દરેક પહેરેગીરને હું બારણું ઉઘાડીને લતિકાદેવીને જોવાં દેવાની નથી, એ સાફ-સાફ કહું છું !" રેવાએ કાંઇક રોષ દર્શાવતાં પહેરેગીરને કહ્યું.

પહેરેગીર બોલ્યોઃ " હા, એ વાત ખરી છે. લતિકાને તો નહિ, પણ જમનીને તો હું બરાબર ઓળખું છું. તેને ખાતર તું કહે છે તેમ હું કરીશ. હમણાં મારો સોબતી બીજો પહેરેગીર આવશે. તેને હું કહીશ કે આવા આવા સ્વરૂપની સ્ત્રી સિવાય બીજી કોઇને પણ ખુશીથી આવવા-જવા દેવી જમનીની ઓળખાણ તો મારા સઘળા સોબતીઓને જલ્દી પડી જશે, કારણકે તેમણે તેને પૂર્વે ઘણીએ વાર જોએલી છે."

" પણ લતિકાની ઓળખાણ તું તેને કેવી રીતે આપીશ ?" રેવાએ પૂછ્યું

પહેરેગીર બોલ્યોઃ " લતિકાદેવી ગોરા રંગની છે અને તેના વાળ પીળા-સોનેરી છે. પણ જમની કાળા રંગની છે અને તેના વાળ કાળા ભ્રમર જેવા છે !"

" બરાબર, બરાબર ! પણ બીજા પહેરેગીરને એટલું કહેવાનું ભૂલી જતો નહિ હોં કે !" એમ કહીને રેવા રાત્રે જે ઓરડીમાં સૂતી હતી તે ઓરડીમાં ગઇ અને ત્યાંથી કાંઇક વસ્તુ હાથમાં લઇને તે પાછી આવી. પુનઃ પહેરેગીરની સાથે થોડીએક વાતચીત કરીને તે લતિકાદેવીની ઓરડીમાં ગઈ અને તુરત જ દ્વાર બંધ કરી વાળ્યુ.

## પ્રકરણ ૫ મું.

## બીજો પહેરેગીર.

બે ઘડી વ્યતીત થઇ ગઇ અને પહેરેગીર બદલાયો. જાણે કે એક મોટા કિલ્લામાં પહેરો બદલવામાં આવતો હોય, તે પ્રકારની ક્રિયા થઈ. બીજો પહેરેગીર હજી લતિકાની ઓરડીના દ્વાર પાસે ઉભો પણ નહોતો, એટલી વારમાં રેવા એકદમ ઓરડીમાંથી બહાર આવી અને તુરત જ તેણે ઓરડીનું દ્વાર બંધ કરી વાળ્યું.

એ નવો પહેરેગીર રેવાને ઓળખીતો જણાયો. અરધોપરધો ઓળખીતો હોય તેવી રીતે તે બોલ્યોઃ " કેમ રેવાબાઇ ! ખુશી મજાહમાં છોને ?"

" અહો ! ગુમાનસીંગ ! તું અહીં ક્યાંથી ? " નવા પહેરેગીરને તત્ક્ષણ ઓળખી કાઢતાં રેવા બોલીઃ " આપણે છેલ્લાં મળ્યાં ત્યારે વીરોત્તમ મહારાજની છાવણીમાં તું જમનીના તબુ ઉપર પહેરેગીર હતો, નહિ વારૂ ?" રેવાનું અંતર એ ઓળખીતા પહેરેગીરને જોઇને આનંદ અને સંતોષથી પુલકિત થવા લાગ્યું.

" અને તે વખતથી હું પાસેના શહેરમાં સિપાઇ તરીકે નોક-

રીએ રહ્યો છું." ગુમાનસીંગે જણાવ્યું: " પણ રેવા ! જોકે હું તને મળવાથી આનંદ પામ્યો છું તોપણ આવા કારણસર આપણો મેલાપ થયો છે એ મને દુઃખદાયક લાગે છે. જમનીને વળી બહેન પણ છે એ તો મે આજે પહેલવહેલું જ જાણ્યું ! "

" ઠીક ઠીક, પણ પહેલા પહેરેગીરે તને કેટલીક વાત કહી હોવી જોઇએ. હા, તે તારી સાથે કાંઈ ધીમી વાતચીત તો કરતો જ હતો તો ! " રેવા બોલી'

" હા, તેણે મને સૂચના આપી છે અને તેવી સૂચનાની જરૂર હતી કારણકે કેદી કેવો છે તે વિષે જ્યાંસુધી પહેરેગીર બીજા પહેરેગીરને સમજુતી ન આપે, ત્યાંસુધી જો કદી નાસી જતો હોય તે. તેને તે ઓળખ્યા વિના અટકાવી શકે પણ નહિ."

" ખરી વાત કહી. " રેવા બોલી: " ત્યારે તો પહેલા પહેરે-ગીરે તને એ વાત પણ કહી દીધી હશે કે અત્યારે લતિકાદેવીની પાસે તેની બહેન જમની પણ છે ! "

" શું ? જમની અહીં છે ? " અત્યંત આશ્ચર્યપૂર્વક ગુમાન-સીંગ બોલ્યો: " ના, જમની પણ અંદર છે એવી વાત તો તેણે મને કહી નથી; પણ એટલું ખરૂં કે જમની બપોરે અહીં તેની બહેનને મળવા આપવાની છે અને તે મેળાપને માટે જ લતિકાને અહીં થોડી વધુ વાર રહેવા દેવાની ન્યાયાધીશે પરવાનગી આપી છે."

" હા, એ પરવાનગીનો હેતુ એ જ છે; પરન્તુ જમની વહેલી આવી પહોંચી છે, એટલે લતિકાદેવીને હવે અહીં બપોરસુધી રો-કાવાની પણ જરૂર પડશે નહિ. પહેલાં તો અમે સૌ એમ ધારતાં હતાં કે જમનીને આવતાં બપોર થઇ જશે, પણ અમારી એ ધાર-

ણામાં ફેરફાર થયો અને તે વહેલી આવી."

" ત્યારે શું જમની અત્યારે અહીં જ છે કે ? " ગુમાનસીંગે ટોંચીને પ્રશ્ન કર્યો,

" હા, મેં હમણાં તને એ જ કહ્યુંને ? " રેવાએ ઉત્તર આપ્યો.

" પહેલા પહેરેગીરે મને એ વાત ન કહી એ નવાઇ જેવુ છે, અને વળી બીજા કોઇએ પણ મને તે કહ્યું નથી. હશે, ને મને કહેતાં ભૂલી ગયો હશે, અને હું મારા ઘોડાને ખરેરો કરતો હતો, તે વખતે તે આવી હશે એટલે મારા જોવામાં નહિ આવી હોય."

રેવા બોલી: " કદાચ એમ જ બન્યું હશે. પણ જમની આવી ત્યારે પહેરેગીરને તેની ખબર હોવી જોઇએ, છતાં જમનીના આગમનની વાત તેણે તને કહી નહિ, એ તો બહુજ નવાઇની વાત કહેવાય !"

" શી ખબર ત્યારે ! તેણે મને કહ્યું હશે અને મારૂં ધ્યાન નહિ રહ્યું હોય ! હવે જ્યારે તું કહે છે કે જમની આવી ગઇ છે, ત્યારે હું તેમ માની લઉં છુ." ગુમાનસીંગ બોલ્યો.

" અત્યારે તો બન્ને બહેનો આંસુનો વર્ષાદ વર્ષાવતી દુખના ઉભરા કાઢી રહી છે." એટલું બોલતાં રેવાની આંખોમાં આંસુ આવી ગયાં. તે આગળ બોલી: " તું જાણે છે કે બન્ને બહેનોની આ કેવી દુ:ખભરી મુલાકાત કહેવાય ? કેવો શોકભર્યો પ્રસંગ ?"

ગુમાનસીંગ બોલ્યો: હા, હું તે જાણું છું. લતિકાદેવીએ બહુ મોટી મોટી આફત વ્હોરી લીધી છે, અને વીરોત્તમ એવો ન્યાયી અને કરડો માણસ છે કે જમની ગમે તેટલી લાગવગ ચલાવશે તોપણ તે પોતાની બહેનને ખૂનની સજામાંથી બચાવી શકશે નહિ."

" પણ મારાં બાઇસાહેબને વીરોત્તમની દયાની આશા છે અને

પોતે ખૂન કર્યું હોવા છતાં બચાવના મજબૂત પુરાવા તેમની પાસે છે."

" ઇશ્વર કરે ને તે બિચારી બચવા પામે ! એવી તરૂણ કુમારિકાનો સુકોમળ દેહ ફાંસીને લાકડે ચડે એ તે કેમ જોયુ જાય ?" ગુમાનસીંગનુ શરીર થરથરી ગયું. તે આગળ બોલ્યો: "પણ રેવા ! લતિકાદેવી જમનીની નાની બહેન થાય કે મોટી બહેન ?

" તે બન્ને સાથે જન્મેલી છે." રેવાએ જવાબ આપ્યો.

" એમકે ! છતાં બન્ને બ્હેનોના સૌંદર્યમાં એટલો બધો તફાવત શાથી ?"

" તું તો જમનીને બહેન છે એવું જાણતો નથી, ને કેવી રીતે જાણ્યુ કે બન્નેના સૌંદર્યમાં તફાવત છે ?" રેવાએ સવાલ કર્યો.

" પહેલા પહેરેગીરે મને બધી વાત કહી છે, અને બન્નેમાં રહેલો તફાવત સમજાવ્યો છે. વળી તેણે પોતે લતિકાને જોવા તક મેળવી હતી એવું પણ કહ્યું છે. " ગુમાનસીંગ બોલ્યો.

" હુ સમજી. જે કેદી ઉપર પહેરો ભરવાનું તને સોંપવામાં આવ્યું છે તેને જોઇને તારે તેને ઓળખી લેવી જોઇએ. એ મારા ધ્યાનમાં રહ્યું નહિ, પણ લતિકાદેવીએ તો પોતાની મેળે જ પોતાનો ગુન્હો કબૂલ કરીને કેદમાં પુરાવાનું પસંદ કર્યું છે, એટલે તે નાસી છૂટવાની કલ્પના પણ ન કરે એ તો તું સમજતો હોઇશ." રેવા બોલી.

"અરે રેવાબાઇ ! એ બધી વાત ખરી. હું પણ માનું છું કે પોતાની મેળે કેદમાં પુરાયા પછી લતિકાદેવી નાસી જવાનો વિચાર કરે નહિ, પણ અહીંઆ હું મારી ફરજ બજાવવા આવ્યો છું-પહેરો ભરવા આવ્યો છું, કાંઇ અનુમાનો અને કલ્પનાઓ કરવી એ મારૂં કામ નથી. તેથી કેદી મારા પહેરામાંથી નાસી ન છૂટે તેટલામાટે

મારે કેદીના ચહેરાની પિછાણ કરી લેવી જોઇએ. જો પહેલા પહેરેગીરે મને વર્ણન કરીને લતિકાદેવીના ચહેરાની ઓળખાણ ના આપી હોત, તો ઓરડીની અંદર પેસીને લતિકાદેવીને સંપૂર્ણ રીતે નિહાળી લેવાની દુઃખદાયક ફરજ મારે વિનાછૂટકે બજાવવી પડત. અને રેવા! પહેલા પહેરેગીરે મારી સાથે વાતચીત કરવામાં જે વખત ગાળ્યો હતો, તે નકામાં ગપ્પાં સપ્પાં માર્યા હતાં, એમ શું તું સમજે છે?"

રેવા કાંઇક ઓશિયાળું મ્હોં કરીને બોલી: "મને માફ કર, ગુમાનસીંગ! તારા વર્તન વિષે મારાથી જરા પણ અપમાનની લાગણી દર્શાવી જવાઇ હોય, તો હું તારી ક્ષમાની પ્રાર્થના કરૂં છું મારાં બાઇસાહેબ તરફથી હું તારી અને તારા મિત્ર પહેલા પહેરેગીરની વર્તણુકની પ્રશંસા કરૂં છું. તમારી આ પ્રશંસાપાત્ર વર્તણુક વિષે હું જમનીને પણ કહીશ કે જેથી જ્યારે તેને વીરોત્તમ મહારાજની મુલાકાત લેવાનો પ્રસંગ આવે ત્યારે તે વિષે તે તેમને કહી શકે. પરન્તુ હવે જ્યારે તું વર્ણનવડે લતિકાને ઓળખી શક્યો છે, ત્યારે તો લતિકા અને જમની વચ્ચે જે મુખ્ય વિરોધયુક્ત તફાવત રહેલો છે તે વિષેની તારી ટીકાથી હું જરા પણ આશ્ચર્ય પામીશ નહિ."

"પહેલા ચોકીદારે મને લતિકાનું કવિત્વયુક્ત વર્ણન કરી બતાવ્યું છે. તેણે મને કહ્યું છે કે ખુદ જમનીના કાળા વર્ણ અને કાળા વાળને બદલે જો સુંદર ગૌર વર્ણ અને સોનેરી વાળની કલ્પના કરવામાં આવે, તો જ લતિકા પોતે છે એમ સમજી લેવું"

રેવા પોતાના સ્મિતને દબાવીને બોલી: "વાહ! એ તો ખરેખરૂં વર્ણન છે અને વળી ટુંકું મજેનું વર્ણન છે!"

એ જ ક્ષણે ઓરડીનું દ્વાર થોડું ઉઘડયું અને રાધાનું વદન દેખાયું. રાધાએ રેવાને કહ્યું: " રેવા ! ચાલ અંદર આવ. જમનીબાઇ હવે અહીંથી પ્રસ્થાન કરીને સંગમપુર જવાની તૈયારી કરે છે. તેમનો વિચાર ત્યાં જઇને વીરોત્તમ મહારાજ પાસે લતિકાદેવીને માટે ક્ષમા માંગવાનો છે, પરન્તુ અહીંથી નીકળ્યા પહેલાં તેમનો ઇરાદો તને કેટલીક સૂચનાઓ આપવાનો છે. "

રેવા એકદમ અંદર ગઇ અને થોડી વાર રહીને તે તથા રાધા રડતી રડતી પાછી બહાર આવી. ગુમાનસીંગે તેમને રડતી જોઇને પૂછયું: "કેમ છો ? રડવા જેવો શું કાંઈ નવો પ્રસંગ બન્યો છે ? "

રેવા આંખો લૂછતી બોલી: " અહા ! એ બન્ને બહેનોનાં આંસુ જોઇને અમારાથી ધીરજ રાખી શકાતી નથી. જમનીબાઇ જવાને તૈયાર થયાં છે અને બન્ને બહેનો એક બીજીને ભેટીને ઝાર ઝાર રડે છે ! "

ગુમાનસીગ બોલ્યો: " આવે પ્રસંગે તો બન્ને બહેનોને છૂટાં પડતાં રડવું આવ્યા વિના કેમ રહે ? હવે વીરોત્તમ મહારાજ તરફથી લતિકાદેવીને ક્ષમા મળે એટલું જ ઇચ્છવાનું છે ! પ્રભુ તેના પર દયા કરો ! "

એજ ક્ષણે જમની ઓરડીમાથી બહાર નીકળી. ખરેખર, પૂર્વપરિચત કૃષ્ણવર્ણીય રમણી જ તે પોતે હતી. તેના વદન ઉપર ઊંડી ગમગીનીની છાપ પડેલી હતી, પરન્તુ આંસુની નિશાનીઓ દેખાતી નહોતી. તે ઓરડીમાથી બહાર નીકળી કે તુરત જ તેણે પોતાની મેળે દ્વાર બંધ કરી વાળ્યું અને અત્યંત માયાળુતાથી તેણે ગુમાનસીગના નમનાનો સ્વીકાર કર્યો. જરા આગળ જઇને તેણે રેવા

તથા રાધાને કહ્યું: "હવે હું અહીંથી સંગમપુર જઉં છું, અને ત્યાં લતિકાદેવીને માટે મહારાજા વીરોત્તમ પાસે હુ ક્ષમાની પ્રાર્થના કરીશ. એ ઉદાર અને કૃપાળુ મહારાજા ક્ષમા આપશે એવો મને ભરોસો છે, માટે તમે શોક કરશો નહિ અને લતિકાને શોક કરવા દેશો નહિ. હવે તમે લતિકાની પાસે જઇને બેસો અને તેને આશ્વાસન આપો."

રેવા અને રાધા જમનીને નમન કરીને તેની આજ્ઞા શિરે ચડાવી પાછી ઓરડીમાં ગઇ. જમનીની નજર જતાં જતાં ગુમાનસીંગપર પડી અને તે બોલી: "ગુમાનસીંગ! રેવાએ મારી પાસે તારી પ્રશંસા કરી છે અને તારા ઉચ્ચ વર્તનનાં વખાણ કર્યા છે. હું તારી તે ઉદારતાને ભૂલીશ નહિ અને તે વિષે મહારાજા વીરોત્તમને કહીશ."

ગુમાનસીંગે ઉપકારવશ થઇને પુનઃ નમન કર્યું અને કહ્યું: "આપની કૃપા છે તો મારે મન ઘણું છે. હવે પ્રભુ પ્રત્યે મારી પ્રાર્થના છે કે તમારે સંગમપુરના પ્રવાસનો હેતુ સફળ થાય અને લતિકાદેવીને ક્ષમા મળે!"

"પ્રભુ તારી તે પ્રાર્થના સાંભળો!" એમ કહી જમની ચાલતી થઈ. જતાં જતાં તેણે પોતાનાં તેજસ્વી નેત્રોમાંથી ગુમાનસીંગ ઉપર સ્નેહની ધારા વર્ષાવી અને ગુમાનસીંગ તેથી સ્તબ્ધ થઇને ચિત્રવત્ ઉભો રહ્યો. જમનીની કૃપાળુતાથી તેના સંતોષ અને આનંદનો અતિરેક થઈ ગયો હતો.



## પ્રકરણ ૬ ઠું.

### ધર્મશાળાની પરશાળમાં.

જે વખતે ધર્મશાળાની પાછળના ભાગમાં આગલા પ્રકરણમાં જણાવ્યા પ્રમાણે બનાવ બની રહ્યો હતો, તે વખતે તેના આગળના ભાગમાં એક પરશાળમાં કાંઇ જૂદો જ પ્રકાર ચાલી રહ્યો હતો. ન્યાયાધીશ અને તેની સાથેના લશ્કરી અધિકારીઓ પોતાના ઘોડાને માટે દાણાપાણીની વ્યવસ્થા કરીને તે પરશાળમાં આવ્યા. ત્યાં બળવંતસિંહ અને અલકકુમારી બેઠાં હતાં. ન્યાયાધીશને બળવંતસિંહે સન્માન આપ્યું અને બેસવા માટે એક આસન લાવી આપ્યું. ન્યાયાધીશે બળવંતસિંહને કહ્યું: " સાહેબ! આપને પ્રવાસમાં આવું વિઘ્ન નડયું એ જોઇને મને બહુ જ ખરાબ લાગે છે. કાયદા પ્રમાણે આપને મારે કેટલુંક પૂછવાનું છે, તો હુ પુછું તેનો આપ કૃપા કરીને ઉત્તર આપશો ? "

" હા ઘણી જ ખુશીથી ઉત્તર આપીશ. આપ ખુશીથી પૂછો," બળવંતસિંહે કહ્યું.

કાગળ, ખડીઓ, કલમ વગેરેની સઘળી તૈયારી કરીને ન્યાયાધીશે પૂછયું: ' તમારૂં નામ સરદાર બસવંતસિંહ અને તમે ગુજરાતના એક મોટા સરદાર છો, નહિ વારૂ ? "

" જી હા. " બળવંતસિંહે ઉત્તર આપ્યો.

" આપનું નામ મને આપના સેવકોએ કહ્યું છે. પણ આપની સાથેના બખ્તરવાળા ગૃહસ્થનું નામ તેઓ જાણતા નથી, તો આપ કૃપા કરીને તેનું નામ મને કહેશો ? " ન્યાયાધીશે પૂછયું.

" સાહેબ ! ગઇ કાલે રાત્રે બનેલા ભયંકર બનાવ સાથે એ બખ્તરવાળા ગૃહસ્થનો કાંઇ જ સંબંધ નથી, એવું હુ ખાત્રીથી કહું છું. કેટલાંક મહત્ત્વનાં કારણોથી મારા એ મિત્રને અજ્ઞાતવાસમાં જ રહેવું પડે છે તેથી આપ તેનું નામ ગામ વગેરે ન પૂછો તો ઘણું સારૂં. "

" પણ એવી રીતે સરકારી કામમાં વચ્ચે આવીને હરકત કરવાનો જે કોઇ પ્રયત્ન કરે, તેને પણ અપરાધી સમજવાનો કાયદાનો કાનૂન ન છે તો આપ જાણતા જ હશો. " ન્યાયાધીશ બોલ્યો: " હુ આપને વિશ્વાસપૂર્વક કહું છું કે હું આપના સોબતીનું નામ કોઇને પણ કહી દઇશ નહિ. તમારી અને તેમની વચ્ચે જ્યારે ઓળખાણ છે. ત્યારે તેમનું નામ માત્ર મને કહો, એટલે બસ. "

બળવતસિંહ બોલ્યો: " મારા એ સોબતીનો ચહેરો મેં પણ હજીસુધી જોયો નથી. મારૂ આ કથન કદાચ આપને ચમત્કારિક જણાશે, પરન્તુ હું એટલું તો ખાત્રીથી કહું છું કે તે અત્યંત ઉદાર અંતઃકરણનો અને અત્યુત્તમ લડવૈયો છે. "

" એ સઘળું ખરૂ હશે ! " ન્યાયાધીશ બોલ્યો: " પણ મારે મારૂં કામ રીતસર કરવું જ જોઇએ. તેનું નામ, ગામ, ધધો વગેરે સર્વ વાત મારે જાણવી જ જોઈએ. "

" પણ જે પ્રવાસીનો એક બનાવ સાથે જરા પણ સંબંધ નથી, તેને માટે નિષ્કારણ આટલી બધી ચોકસી કરવાનું વળી કયા કાયદામાં કહ્યું છે ? " બળવંતસિંહે પૂછયુ.

" સરદાર સાહેબ ! આ ધર્મશાળામાં ખૂન થયુ છે. તે ખૂન કરનારી સ્રી તમારી અને તમારા સોબતીની સંગાથે આવી છે. રાત્રે ખૂન શામાટે અને કેવી રીતે થયું તે શોધી કાઢવાનું મારૂં કામ છે.

કદાચ આ તમારા સોગતીને જ કાંઇક વિશેષ માહિતી હોય એ શું બનવા જોગ નથી? તેટલા માટે હું એક વાર ફરીથી આપને કહું છું કે એ આપના બખ્તરવાળા મિત્રનું નામઠામ મારે સંપૂર્ણ રીતે જાણવું જોઇએ."

અલકકુમારી અત્યારસુધી કેવળ સ્તબ્ધ બેસી રહી હતી. બળવતસિંહ પોતાના સંબંધમાં કાંઇ પણ હકીકત કહી શકશે નહિ, એવું જાણીને તેણે પોતે જ ન્યાયાધીશને કહ્યું: "મહારાજ! મને આજના બનાવ સબંધે કાંઇ પણ ખબર નથી. તો પણ લતિકાદેવીના કૃત્યને માટે સ્વભાવિક રીતે જ કોઇને પણ દયા આવ્યા વિના રહે નહિ. મને પોનાને તો તેની બહુ જ દયા આવે છે. કાંઈ પણ ગંભીર પ્રસંગ ઉભો થયા વિના તેણે આવું ભયંકર કામ કર્યું ન હોય, એવી મારી પૂર્ણ ખાત્રી છે."

"આપના અવાજ ઉપરથી આપ નવજુવાન હો એવું સ્પષ્ટ જણાય છે." ન્યાયાધીશ બોલ્યો: "પણ જો આપનું નામ-ઠામ આ સરદાર સાહેબથી પણ છૂપુ રાખવાની આપની ઇચ્છા હોય, તો તે મને એકલાને જ કહો, નહિતો આ કાગળ ઉપર લખી આપો."

"ઠીક છે." અલકકુમારી બોલી: "તેમ કરવાને તો મને કાંઇ જ હરકત નથી"

તેના આ શબ્દો સાંભળીને બળવંતસિંહને બહુ જ આશ્ચર્ય લાગ્યું. જે વાત તે બખ્તરવાળો વીર પુરૂષ પોતાને કહેવા ઇચ્છતો નથી, તે જ વાત તે એ ન્યાયાધીશને શામાટે કહે છે? એ વિષે તે પોતાના મનમાં વિચાર કરવા લાગ્યો. એટલામાં પહેલા પહેરેગીરે ન્યાયાધીશના કાનમાં કાંઈક વાત કહી. તે સાંભળતાં જ તે ઉભો થયો અને બોલ્યો: "જરા થોભો, હું જરા ત્યાં જઈ આવું."

ન્યાયાધીશ ગયો એટલે અલકકુમારી બોલી: " ઘણુંકરીને વીરો તમના જાસૂસો મારી શોધમાં નીકળ્યા હોવા જોઇએ, કાંતો તે ત્રણ કેદીઓ નાસી ગયાની બાતમી અહીં આવી હશે એમ હું ધારૂં છું."

બળવંતસિંહ ધૈર્યપૂર્વક બોલ્યો: " ગમે તેવો પ્રસંગ આવે, પરન્તુ તું મારી મૈત્રી ઉપર સંપૂર્ણ વિશ્વાસ રાખજે."

અલકકુમારી બોલી: " આપના ઉપર મારો પૂર્ણ વિશ્વાસ છે; તથાપી મારૂં નામ-ઠામ આપને નહિ કહેતાં હું તે ન્યાયાધીશને કહેવાને તૈયાર થયો' તેનું કારણ કેવળ જૂદું જ છે. તે માટે આપ આપના મનમાં જરા પણ સંશય લાવશો નહિ. હવે બહુ થોડો વખત બાકી રહ્યો છે. સ્વલ્પ સમય પછી હું આપની પાસે સઘળો ખુલાસો કરીશ."

" ના, ના, તારા સંબધે મારા મનમાં જરા પણ ગેરવિશ્વાસ ઉત્પન્ન થયો નથી. તારે માટે મારા અંતઃકરણમાં સ્વલ્પ પણ વિષમતા નથી." બળવંતસિંહ બોલ્યો.

એટલામાં ન્યાયાધીશ અને તેની સાથેનો લશ્કરી અધિકારી એમ બે જણાં ત્યાં આવી પહોંચ્યા. તેમની સાથે પુષ્કળ સિપાઈઓ આવેલા હતા, પરન્તુ તેઓ પરશાળની બહાર જરા દૂર ઉભા હતા. અલકકુમારી અને બળવંતસિંહના ધ્યાનમાં એ સઘળું તુરત આવી ગયું. ન્યાયાધીશે અલકકુમારી તરફ આંગળી કરીને કહ્યું: " જુઓ, આ રહ્યો તમારો કેદી!"

એ શબ્દો ન્યાયાધીશના મુખમાંથી બહાર પડયા-ન પડયા એટલામાં તો અલકકુમારીએ પોતાની તલવારપર હાથ નાંખ્યો; પંરન્તુ તે પહેલાં તો બળવંતસિંહની તલવાર મ્યાન બહાર નીકળી ચૂકી હતી.

ન્યાયાધીશ બોલ્યો: " તમારા સોબતીને કેદ કરવાની મને જરૂર છે, અને જો તમે કાંઇ ગરબડ કરશો તો મારી પાસે પણ દશ-વીશ હથિયારબંધ સિપાઇઓ છે. "

" ખરી વાત ! ન્યાયાધીશ સાહેબ ! હું આપને સ્વાધીન છું. " એમ કહીને અલકકુમારીએ પોતાની તલવાર ન્યાયાધીશની સામે ધરી

" પણ તેને પકડવાનું તમને શું કારણ મળ્યું છે, તે મારે સૌથી પહેલાં જાણવું જોઇએ. " બળવંતસિંહે ગર્જના કરતાં પૂછ્યું. તે વખતે સ્પષ્ટ જોઇ શકાતું હતું કે બળવંતસિંહ એ હથિયારબંધ સિપાઇઓથી જરા પણ બ્હીતો નહોતો.

" જો આપની તેવી જ ઇચ્છા હોય તો સાંભળો. " એક કાગળ તરફ જોઇ રહીને ન્યાયાધીશ બોલ્યો: " ત્રણ રાજકીય કેદી સંગમ-પુરથી નાસી ગયા છે, તેમને નાસી જવામાં મદદ કરનાર કોઇ બખ્તર વાળો પુરૂષ હતો. તેણે તે બખ્તર પણ તે કિલ્લામાથી જ ચોરી લીધું હતું તે વખતે એ કેદીઓ ઉપર જે પહેરેગીર હતો, તેણે તે બખ્તરનું બરાબર વર્ણન કર્યું છે. તે માણસને શોધવાને ચારે દિશાએ જાસૂસો ફરતા રહ્યાં છે, અને તેમાંનો એક અત્યારે અહીં આવી પહોંચ્યો છે. આ પત્રમાં લખ્યા પ્રમાણે આ બખ્તરનું વર્ણન અક્ષરશઃ મળી રહે છે. તેટલા માટે મારૂં કામ બજાવતાં તમે અડચણ કરશો નહિ. એવી મને ખાત્રી છે. "

અલકકુમારીની આગળ ઉભો રહીને બળવંતસિંહ બોલ્યો: " જ્યાં સુધી હું જીવતો છું. ત્યાં સુધી એ પુરૂષને હું તમને પકડવા દઇશ નહિ ! ચાહે તો મારી સાથે લડો અને મને મારીને તમે તેને પકડી જાઓ ! "

ન્યાયાધીશે પોતાની સાથેના લશ્કરી અમલદાર તરફ જોઇને કહ્યું " જો એમ હોય, તો આપણા માણસોને અહીં બોલાવો."

પણ તે વખતે એ લશ્કરી અમલદારનું ધ્યાન કોઇ બીજી દિશાએ વળેલું હતું. તે અત્યારે એકીટસે બળવંતસિંહ તરફ જોઈ રહ્યો હતો. ન્યાયાધીશના આ શબ્દો સાંભળીને તે બોલ્યો: " જરા થોભો ! " પછી તે ન્યાયાધીશનો હાથ પકડીને તેને એક બાજુએ લઇ ગયો.

તેના આવા ચમત્કારિક વર્તનથી આશ્ચર્ય પામીને ન્યાયાધીશે પૂછ્યું: " સરકારી કામમાં તમે આમ શામાટે કરો છો ? "

બળવતસિંહના હાથ તરફ આંગળી કરીને તે લશ્કરી અધિકારીએ ન્યાયાધીશને કહ્યુ: " પેલી વીંટી જોઇ કે ? "

ન્યાયાધીશની નજર પણ હવે તે વીટી ઉપર ગઇ અને તે બોલ્યો: " હા, એ તો ખરૂં ! "

એમ બન્ને જણાના વર્તનમાં એકાએક શાથી ફેરફાર થઇ ગયો એ બળવતસિંહના લક્ષમાં તુરત આવી ગયું. તેણે ખાસ પોતાની તલવારવાળો હાથ એવી રીતે રાખ્યો હતો કે તેથી હાથમાંની વીંટી તે બન્ને જણની નજરે પડયા વિના રહે નહિ. એ વીટી જોતાં જ તે બન્ને જણને વિચાર થઈ પડયો કે હવે શું કરવું ? લશ્કરી અમલદારે ન્યાયાધીશને ધીમેથી પૂછ્યું: " હવે આગળ શું કરવું ? "

" હવે આપણાથી કાંઇ જ કરી શકાશે નહિ. આ વીંટીની આગળ દરેક હુકમ રદ બાતલ થઇ જાય છે. " ન્યાયાધીશ બોલ્યો.

લશ્કરી અમલદાર બોલ્યો: " મારો પણ એવોજ અભિપ્રાય છે."

બળવંતસિંહ પાસે કાંઇ પણ ચમત્કારિક પદાર્થ રહેલો છે

અને તેથી કરીને તે બન્ને ઉપર જાદૂની પેઠે કાંઇક વિલક્ષણ અસર થવા પામી છે એવું અલકકુમારીના જાણવામાં આવી ગયુ. હવે પોતા ઉપરનું સંકટ દૂર થઇ ગયું એવું જોઇને તેનું ચિત્ત શાન્ત થયું.

ન્યાયાધીશ પુનઃ બળવંતસિંહની પાસે આવીને બોલ્યોઃ "સરદાર સાહેબ ! જે અજાણ્યા માણસે વીરોત્તમ મહારાજનો અપરાધ કર્યો છે, તેને અમારે કેદ કરવો કે નહિ એવી શું આપની ઇચ્છા છે ?"

"જેના રક્ષણને અર્થે હાથમાં શસ્ત્ર લઇને હું ઉભો રહ્યો હોઉં તેને તમારાથી કેદ કરી શકાશે જ નહિ." બળવંતસિંહ બોલ્યો.

"પણ આપ જે માર્ગ સ્વીકારો છો તે બરાબર છે કે નહિ. તે સંબંધે આપે સંપૂર્ણ વિચાર તો કર્યો છે ને ?" લશ્કરી અમલદારે પૃછયું.

"મેં એક વાર કરેલો નિશ્ચય કદાપિ ફરતો જ નથી." બળવંતસિંહે નિશ્ચયપૂર્વક જણાવ્યું.

"ઠીક છે !" ન્યાયાધીશ બોલ્યોઃ "મારા શિરપરથી એટલો બોજો ઓછો થયો, તે જ ઠીક થયું, જમાદાર સાહેબ ! આપ આપના માણસોને હવે ચાલ્યા જવાનું કહો."

જમાદાર બોલ્યોઃ "બહુ સારૂં હું આપની આજ્ઞાપ્રમાણે જ વર્તુ છુ,"

પછી ન્યાયાધીશે અલકકુમારી તરફ જોઇને બળવંતસિંહને કહ્યુંઃ "સરદાર સાહેબ ! મારૂં માનો તો આપ હવે ઉતાવળે આપને માર્ગે પડો ? કારણકે ન્યાયના કામમાં આપે હરકત કરી એ વાત કાને પડતાં જ વીરોત્તમ મહારાજ અત્યંત ક્રોધાતુર થઇ જશે."

બળવંતસિંહ કાંઇ ઉત્તર આપવા જતો હતો, એટલામાં તો પેલો લશ્કરી અમલદાર પાછો ત્યાં આવ્યો અને ન્યાયાધીશને કહેવા લાગ્યો: "જમની પોતાની બ્હેનને મળીને હમણાં જ પાછી ગઈ. હવે હું પણ મારા કેદીને લઇને જઉં ને ?"

"હા, ભાઇ ! જાઓ. હવે તે લતિકાદેવીને અહીં રાખવાની બિલકુલ જરૂર નથી." ન્યાયાધીશે કહ્યું.

"કોણ ? જમની અહીં આવી છે ?" બળવંતસિંહે આશ્ચર્યથી પૂછયું.

"હા." લશ્કરી અમલદાર બોલ્યો: "તે અહીં આવીને ગઇ, તેને હજી થોડો જ વખત થયો છે."

"ત્યારે મારે લતિકાદેવીને જરા એકાન્તમાં મળવું છે, જમાદાર સાહેબ ! તે જો મને મળવાને ખુશી હોય તો તે વિષે તપાસ કરીને કૃપા કરીને મને જણાવો." બળવંતસિંહ બોલ્યો.

ન્યાયાધીશ બોલ્યો: "હું પોતે જ તે માટે તપાસ કરીને તમને જણાવું છું."

ન્યાયાધીશ એટલું કહીને બહાર ગયો, જમાદાર ત્યાં જ હતો. બળવંતસિંહ અત્યંત ગૂઢ વિચારમાં નિમગ્ન થયો હતો. જમનીનું નામ સાંભળતાં જ બળવંતસિંહને થયેલો આનંદ અલકકુમારીએ જોયો હતો.

થોડી જ વારમાં ન્યાયાધીશ અત્યંત ગભરાએલી સ્થિતિમાં ત્યાં પાછો આવ્યો. તેણે રેવા અને રાધાને પોતાની આગળ ખેંચી આણી હતી. તે બન્ને દાસીઓના ચહેરા ઉત્સાહથી ભરેલા દેખાતા હતા પોતા ઉપર કેવું સંકટ આવ્યું છે તેની તેમને બીલકુલ ફીકર જણાતી નહોતી.

ન્યાયાધીશને ગભરાએલો જોઇને જમાદારે પૂછ્યું: "કેમ, વળી કાંઇ નવીન પ્રકરણ ઉપસ્થિત થયું છે કે શું ?"

ક્રોધથી થરથરતો ન્યાયાધીશ બોલ્યો: "લતિકા નાસી ગઇ ! આપણો ખુની કેદી છટકી ગયો !!"

## પ્રકરણ ૭ મું.

### રેવા અને રાધા–આગળ પ્રવાસ.

એ સાંભળતાંજ અલકકુમારી અને જમાદાર એ બન્ને જાણે આશ્ચર્યથી ચમકી ગયાં. પણ બળવંતસિંહને કાંઇ આશ્ચર્ય લાગ્યું નહિ. જાણેકે એવો કાંઈ બનાવ બનશે એવું તે અગાઉથી જાણતો હોયની! ન્યાયાધીશ ક્રોધપૂર્વક બોલ્યો: " પણ એથી શું થઈ ગયું ? ખૂનીને મદદ કરનારાઓને પણ પ્રત્યક્ષ ખૂન કરનારા પ્રમાણે જ શિક્ષા ભોગવવી પડશે ! "

જમાદારે પૂછ્યું: " પણ નાસી ગએલી સ્ત્રીને પકડવા માટે આપે કાંઇ પ્રયત્ન કર્યો કે નહિ ? "

" હું એટલા બધા ગભરાટમાં પડી ગયો છું કે અત્યારે મને કાંઇ સૂઝતુ જ નથી." ન્યાયાધીશે જણાવ્યું.

જમાદાર બોલ્યો: " ત્યારે પછી હું મારાં લશ્કરી માણસોને આસપાસમાં તપાસમાટે મોકલી દઉં છું અને તેને હમણાં પકડાવી મંગાવું છું."

" જરા ઉભો રહો " ન્યાયાધીશ બોલ્યો: " પણ પહેલાં લતિકાદેવી ઉપર જે સિપાઇઓ પહેરો ભરતા હતા તે સઘળાને મારી પાસે મોકલો."

" એ પણ ખરી વાત. હું હમણાં તેમને તમારી પાસે મોકલું છું." એમ કહીને જમાદાર બહાર ગયો. ત્યારપછી કેટલીક વારસુધી સર્વ કોઇ શાન્ત બેસી રહ્યા. પછી ન્યાયાધીશે રેવા અને રાધાને

કહ્યું: "છોકરીઓ! તમારી બાઇ કેવી રીતે નાસી ગઇ એની ખરે-ખરી વાત કહી દો, નહિતો તેનું શું પરિણામ આવશે તે તમે જાણો છો કે?"

દૃઢ નિશ્ચયપૂર્વક રેવા બોલી: "સાહેબ! આપનું અપમાન કરવાની અમારી ઇચ્છા નથી. પરન્તુ અમે સાફ-સાફ કહીએ છીએ કે અમે તે વિષે એક અક્ષર પણ કોઇને કહીશું નહિ!"

રાધા બોલી: "જો ખરી વાત આપના જાણવામાં આવે, તો તેથી અમારાં બાઇસાહેબને અત્યંત નુકસાન થવાનો સંભવ છે. આજના આ એકંદર પ્રકરણથી જોકે અમને અત્યંત ખરાબ લાગે છે, તોપણ અમે તે વિષે કાંઇ પણ જવાબ આપીશું નહિ!"

ન્યાયાધીશે પૂછ્યું:" પણ આ ખૂન સંબંધે તમને કાંઇ ખબર છે?"

"ના; એ ખૂન શામાટે થયું તે વિષે અમને જરા પણ ખબર નથી," રેવા બોલી: "પણ અમારાં બાઇસાહેબને કાંઇ અગત્યનું કારણ મળ્યા સિવાય તે આવું ખૂન કરે નહિ, એવી અમારી પક્કી ખાત્રી છે."

એટલામાં જમાદાર ચાર સિપાઇઓને લઇને ત્યાં આવ્યો. એ ચાર જણાએ તેના ઉપર સ્હવારથી પહેરો ભરવા માંડ્યો હતો. તેમાંના બે સિપાઇઓએ આગલે બારણે અને બે સિપાઇઓએ પાછલે બારણે પહેરો ભર્યો હતો. તેઓને આવેલા જોતાં જ ન્યાયાધીશે તપાસની શરૂઆત કરી. પાછલે બારણે પહેરો ભરનારને તો કાંઇ જ ખબર નહોતી, તે વિષે ન્યાયાધીશની ખાત્રી થતા જ તેણે આગલે બારણે પહેરો ભરનારા પહેલા ચોકીદારને સવાલો પૂછવા માંડયા અને તેના જવાબોમાં તેણે કહ્યું: "રેવાની સાથે મેં લલિતાદેવી

સંબંધી કેટલીક વાતચીત કરી હતી એ વાત ખરી; તે વખતે તેણે ખાસ ઓરડીનું બારણું ઉઘાડીને લલિતાદેવી કેવી છે એ મને બતાવ્યું હતું; પણ જ્યાંસુધી હું પહેરાપર હતો; ત્યાંસુધી જમનીને મેં ત્યાં આવેલી જોઇ નહોતી. પરંતુ એવું હું સોગંદપૂર્વક કહીશ નહિ, કારણ કે હું રેવાની સાથે વાતચીત કરતો હતો, તે વખતે જો કદાચ મારી નજર ચુકાવીને તે અંદર ગઈ હોય, તો તેની મને ખબર નથી."

બીજો પહેરેગીર બોલ્યો: " મારે પણ રેવાની સાથે એ બન્ને બહેનો સંબંધે વાતચીત થઇ હતી, ત્યારે રેવાએ મને કહ્યું હતું કે 'અંદર બન્ને બહેનો વાતચીત કરી રહી છે.' જમની કયારે આવી તેની મને જરા પણ ખબર નહોતી એવું સાંભળીને રેવાને બહુ જ આશ્ચર્ય થયું હતું. જમની ઓરડીમાંથી બહાર નીકળી હતી એ મેં બરાબર જોયું હતું, અને મેં તેની સાથે વાતચીત પણ કરી હતી ! પણ લલિતાદેવીને ઓરડીમાંથી બહાર નીકળતી મેં કોઇ વાર પણ જોઇ નહોતી. "

પછી ધર્મશાળાના રખેવાળને અને તેની સ્ત્રીને ન્યાયાધીશે અનેક આડાતેડા સવાલો પૂછ્યા, પણ તેઓ પણ કાંઈ સ્પષ્ટ ખુલાસો કરી શક્યાં નહિ. રખેવાળે કહ્યું: " જમનીને અમે ઓળખીએ છીએ. પોતાની બહેનને મળીને તે પાછી ફરતી હતી, ત્યારે અમે તેના ખુશી-ખબર પૂછ્યા હતા. તેણે હસતાં હસતાં આનંદપૂર્વક જવાબ આપ્યો હતો અને પછી તે તુરત ચાલી ગઈ હતી."

રખેવાળની સ્ત્રી બોલી: " મેં જે તપાસ કરી છે, તે ઉપરથી મને એવું માલૂમ પડયું છે કે જમનીને કોઇએ આવતાં જોઇ નથી પણ જતાં તો ઘણાએ જોઇ છે."

આ પ્રમાણે સૌની જબાની લીધા પછી ન્યાયાધીશ બોલ્યા: "જમનીને આવતાં કોઇએ જોઇ નથી તેનું કારણ એ હશે કે તે ઘણું કરીને ગુપચુપ આવી હશે. તેનો વિચાર એવો હશે કે પાછા જતી વખતે પણ ગુપચુપ ચાલ્યા જવું, પરન્તુ આ રખેવાળે તેને મળીને ખુશીખબર પૂછ્યા હશે એટલે બીજાઓનું પણ તેના તરફ ધ્યાન ગયું હશે. ઘણુંકરીને તે પગે ચાલતી આવી હશે!"

"જો તે ઘોડા ઉપર આવી હોત તો કદાચ તેનો ઘોડો પાસેની ઝાડીમાં બાંધેલો હશે." રખેવાળ બોલ્યો.

"કદાચ લતિકાદેવીને માટે તેણે આણેલો બીજો ઘોડો પણ ત્યાં જ બાંધેલો હશે." રખેવાળની સ્ત્રી બોલી.

"પણ તે ઉપરથી આપણી તપાસને શો ફાયદો થવાનો છે?" જમાદાર બોલ્યો.

ન્યાયાધીશ બોલ્યો: "હું પણ તે જ કહું છું ને! પણ છોકરીઓ! હું પુનઃ કહું છું કે તમે તમારી હઠ છોડી દો. તમારી આ હઠથી બીજાઓ ઉપર સંકટ આવી પડશે. મને લાગે છે કે આ બન્ને પહેરેગીરોમાંથી કોઇ પણ એક જણે લાંચ ખાઇને લતિકાદેવીને નાસી જવા દીધી હોવી જોઇએ."

પહેલો પહેરેગીર બોલ્યો: "કેમ રેવા! હું નિર્દોષ છું, તે તો તું જાણે છે જ ને?!"

બીજો પહેરેગીર ગભરાઇને બોલ્યો: "અને હું તદ્દન નિર્દોષ છું, તે માટે તું શું ખાત્રી નહિ આપે?"

રેવા દઢતાથી બોલી: "ન્યાયાધીશ સાહેબ! આ બન્ને પહેરેગીરો બિચારા નિર્દોષ છે. આ બન્ને જણની સાથે વાતચીત કરવામાં વખત ગાળવાનો મારો હેતુ એવો જ હતો કે જેથી મારાં બાઇસાહેબને

નાસી છુટવાની યોગ્ય તક મળવા પામે. તેટલામાટે આ બાબતમાં હું એકલી જ માત્ર ગુન્હેગાર છું."

"નહિ, નહિ, બ્હેન ! તું શામાટે ? મેં પણ તારી યુક્તિને મદદ કરી છે, માટે તારી સાથે હું શિક્ષા ભોગવવાને તૈયાર છું." રાધાએ કહ્યું. એમ કહીને એ બન્ને જણીઓ એક બીજાને વળગી પડીને રડવા લાગી. તેમની આંખોમાંથી આંસુની ધારાઓ વહેવા લાગી.

કેટલીક વાર સુધી કોઇ કાંઇ બોલ્યું નહિ. છેવટે બળવંતસિંહ બોલ્યો: "ન્યાયાધીશ સાહેબ ! આ બન્ને જણીઓએ આ પ્રમાણે પોતાની બાઇની સેવા ઉત્તમ રીતે બજાવી છે, તેને માટે તેમને શિક્ષા કરશો કે શું ?"

ન્યાયાધીશ બોલ્યો: "આ વખતે મને નિર્દય થયા વિના ચાલવાનું નથી, કારણકે તેમનો આ ગુન્હો કાંઇ નાનો સૂનો નથી. મારે કાયદા પ્રમાણે વર્તવું જ જોઇએ-"

પરન્તુ એમ બોલતાં બોલતાં વચમાં ન્યાયાધીશ અટકી ગયો, કારણકે બળવંતસિંહ જાણીજોઇને પોતાના હાથમાંહેની વીંટીની સાથે રમત કરી રહ્યો હતો એ બાબત તરફ તેનું લક્ષ ગયુ. તેમ કરવાનો તેનો ઉદ્દેશ સમજીને ન્યાયાધીશ બોલ્યો: "સરદાર સાહેબ ! એમના સંબંધમાં પણ આપને વચ્ચે આવવાની મરજી છે કે શું ?"

"હા." બળવંતસિંહ આજ્ઞાદર્શક સ્વરે તે વીંટી તરફ જોઇને બોલ્યો: "આ બન્ને જુવાન છોકરીઓ ઉપર દયા કરીને તેમના ગુન્હાની તેમને માફી આપો એવી મારી ઇચ્છા છે."

ન્યાયાધીશ અને લશ્કરી અમલદારે એક બીજા તરફ જોઇ રહીને કાંઇ નેત્રસંકેત કર્યો, બળવંતસિંહ વીંટીના જોર ઉપર ન્યાયના કાન

ગમાં ખલેલ કરતો હતો એ વાત જોકે તેમના ધ્યાનમાં આવી હતી, તોપણ વીંટીના કારણથી બળવંતસિંહની ઇચ્છા પ્રમાણે વર્તવું એ તેઓની ફરજ હતી, તોપણ પોતા ઉપર એ વીંટીનું પરિણામ કાંઇ થયું નથી એવો દેખાવ કરીને ન્યાયાધીશે રેવા અને રાધાને કહ્યું: "જોકે તમારો આ અપરાધ ઘણો ભયંકર છે, તોપણ તમારી ઉમર તદ્દન નાની છે, તેથી હું તમને કેદની શિક્ષા ફરમાવતો નથી. પણ તમને તમારા વાંકનું સ્મરણ રહ્યા કરે તેટલા માટે હું તમને દરેકને દશ—દશ સોના મહોરના દંડની સજા કરૂં છું."

બળવંતસિંહે પોતાના ગજવામાંથી સોના મહોરોની એક મૂઠી ભરીને કાઢી અને તે ન્યાયાધીશના હાથમાં મૂકી. ન્યાયાધીશે તેમાંથી વીસ સોનામહોરો ગણી લીધી અને બીજી બળવંતસિંહને પાછી આપવા માંડી. બળવંતસિંહ બોલ્યો: 'આપે કરેલો ન્યાય બરાબર છે. આપની પાસે બાકી જે સોનામહોરો વધી છે તે કોઇ ધર્માદાના કામમાં વાપરી નાંખજો." એમ કહી પોતાની ઉદારતા દર્શાવતાં તેણે એ વધેલી સોનામહોરો પાછી લીધી નહિ.

પોતાનો છૂટકારો કોને લીધે થયો એ તે બાળાઓ તુરત સમજી ગઇ. ન્યાયાધીશની દયાળુતાને માટે અને બળવંતસિંહની ઉદારતાને માટે તે બન્ને જણીઓએ તેમનો અત્યંત આભાર માન્યો. પછી ન્યાયાધીશ, જમાદાર, સિપાઇઓ વગેરે સઘળા ચાલ્યા ગયા, અને બળવંતસિંહ, અમરકુમારી તથા રેવા અને રાધા એટલાં જણ માત્ર ત્યાં રહ્યાં. પછી બળવંતસિંહે તે છોકરીઓને પૂછયું: "તમે હવે ક્યાં જશો? તમારી બાઇ તમને શું કહી ગઇ છે?"

રેવા બોલી: "અમારો વિચાર આપની સાથે સાથે જ આગળ ચાલવાનો છે. અમને થોડીજ વારમાં અમારાં બાઇસાહેબ તરફનો

સંદેશો મળશે એવી આશા છે. તોપણ આપ કાંઇ બીજી સૂચના કરતા હો, તો અમે તે પ્રમાણે વર્તીએ. ''

બળવંતસિંહે ઉત્તર આપ્યો: “ પેલા બિચારા ઉમેદના મુડદાની વ્યવસ્થા કરીને પછી આપણે માર્ગે પડીએ, એવો મારો વિચાર છે.”

પછી બળવંતસિંહે ધર્મશાળાના રખેવાળની સાહાય્યથી તે પ્રમાણે સઘળી વ્યવસ્થા કરી અને ત્રીજે પ્રહર થતાં તેઓએ પોતાનો પ્રવાસ આગળ લંબાવ્યો. એક પહોર રાત્રિ વીતી જતાં તેઓ એક ગામમાં જઇ પહોંચ્યાં. ત્યાં પોતાની સઘળી વ્યવસ્થા કરીને, સ્હવારે વહેલા જાગૃત થવાની સૌને સૂચના કરીને, બળવંતસિંહ સૂઇ ગયો.

પરન્તુ તેને બિલકુલ નિદ્રા આવી નહિ. તેના મગજમાં વિચાર-પરંપરા ચાલી રહી હતી. જોકે તે બહુ થાકી ગયો હતો, તોપણ ઉંઘ નહિ આવવાથી તેને જાગતાં પડી રહેવું પડયું. લતિકાદેવીએ કરેલા ખૂનનું હજી તેને વિસ્મરણ થયું નહોતું. તેવી જ રીતે બીજા પણ પુષ્કળ વિચારો તેના મગજમાં આવ્યા કરતા હતા. તેની જમદેવ સાથે થએલી લડાઇ, લડાઇ પછી જમનીની થએલી મુલાકાત, તેણે દૂરના દેશમાં જવાનો કરેલો વિચાર, ઉમેદનું ખૂન, તે સ્થળે અકસ્માત્ જમનીનું આગમન. ઇત્યાદિ બનાવો સાંભરતાં તેને બહુ જ આશ્ચર્ય લાગ્યું. જમની તરફથી આઠ દિવસથી કશી ખબર આવી નથી એવું તેને લતિકાદેવીએ કહ્યું હતું, તો પછી એ બન્ને બહેનોનો આજે જ ખાસ મેળાપ થયો એનું શું કારણ હશે, તે સંબંધે બળવંતસિંહ વિચાર કરતો હતો. કદાચ સંગમપુરમાં તેઓએ એ પ્રમાણે સંકેત કરી રાખ્યો હશે, પણ લતિકાદેવીએ એ વાત તેને શામાટે અગાઉથી જણાવી નહિ? કે પછી લતિકાદેવીનો બળવંતસિંહ ઉપર પ્રેમ હોવાથી તે પોતાની બ્હેન ઉપર દ્વેષ કરતી હશે? જેમ જેમ બળ-

વંતસિંહના મગજમાં વધારે વિચારો આવવા લાગ્યા. તેમ તેમ તે વધારે વધારે ગુંચાવણમાં ગુંચાતો ગયો.

એવી જ રીતે કેટલીક વારસુધી વિચાર કરતાં બિછાનામાં પડી રહ્યા પછી તેને કિંચિત્ ઉંઘ આવવા લાગી, પરન્તુ એટલામાં તેને કાને માણસનાં પગલાંનો ધ્વનિ આવ્યો અને તેણે આંખો ઉઘાડી, તો ખુદ જમની જ તેના બિછાનાની પાસે ઉભી હતી !

## પ્રકરણ ૮ મું.

### કૃષ્ણવર્ણીય કામિનીનું પુનર્મિલન.

દીવાના અજવાળામાં બળવંતસિંહે તેને તુરત જ ઓળખી લીધી કે તે જમની હતી. સંગમપુરમાં જે વસ્ત્રાલંકારોમાં સજ્જ થઇને તે તેને મળી હતી તે જ વસ્ત્રાલંકારો અત્યારે તેના શરીરપર હતા. તેનાં નેત્રો એવાં તો ચમકતાં હતા કે તેની તરફ જોવાની હિંમત સામાન્ય મનુષ્ય તો ચલાવી શકે જ નહિ! તેના એક કટાક્ષ માત્રથી હરકોઇ પુરૂષ મોહમુગ્ધ બની જાય !

બળવંતસિંહ તેની તરફ એકમટ્ખી દૃષ્ટિ કરી રહ્યો હતો. જમની પણ બળવંતસિંહ તરફ જોઇ રહી હતી. બન્નેમાંથી એકકે જણ થોડી વાર સુધી કાંઇ પણ બોલ્યું નહિ. બળવંતસિંહ પોતાની સાથે બોલતો નથી એમ જોઇને જમનીજ પહેલાં બોલી: "સાહેબ ! મારા રક્ષક! મારા જીવનદાતા આપજ છો. હું ખાસ આપને મળવાને જ અહીં આવી છું."

બળવંતસિંહને અત્યારસુધી એમ જ લાગતું હતું કે આ સ્વપ્નું

અણુ સ્વપ્ન જ ન હોય ! તે બોલ્યો: "કોણ ? જમની તું જ છે કે ? હું સ્વપ્નમાં તો નથી ને ? હા ! બરાબર તું જમની જ છે ! પણ મને કહે કે તું અત્યારે અહીં ક્યાંથી ? જમદેવના હાથમાંથી તું મુક્ત થઇ છે કે નહિ?"

"સરદાર સાહેબ ! આપની સાથે હજી મારે ઘણી વાતચીત કરવાની છે," તે બોલી : " પણ હું એકાએક ઓચિંતી અહીં આપના દર્શનાર્થે આવી છું, તેથી આપને માઠું તો નથી લાગ્યું ને ? "

બળવંતસિંહ પ્રેમપૂર્વક બોલ્યો: " મને લાગે ? નહિ, નહિ: તું આમ એકાએક અહીં મારી પાસે આવી, તેથી તો ઉલટો મને અત્યંત આનંદ થાય છે ! "

" આપ મારા પર હમેશાં પ્રેમ જ ધરાવો છો !" તે બોલી: " પણ જમદેવની સાથેની લડાઇ પછી આપે શું કહ્યું હતુ તે આપને સાંભરે છે ને ? "

" તેમાંનો એક પણ શબ્દ હું વિસર્યો નથી અને હવે પછી વિસરનાર નથી. "

" તો પછી—" તે જરા અચકાઇને આગળ બોલી: " આપ મારા પર પ્રેમ રાખો છો ? "

" એટલે ? " બળવંતસિંહે પૂછ્યું: "હજી પણ તને શંકા આવે છે કે હું ? હજી પણ શું તારી ખાત્રી થતી નથી ? "

તે બોલી : "શી ખબર, મને શાથી એવી શંકા આવતી હશે ? બાકી જોતાં એવું કશું કારણ તો જણાતું નથી. "

એ વખતે બળવંતસિંહે તેનો હાથ પકડ્યો હતો. તેણે પોતાનો હાથ છોડાવી લેવાનો બિલકુલ યત્ન કર્યો નહિ. થોડી વાર સ્તબ્ધ રહીને તે બોલી: "આ મારા કૃષ્ણવર્ણીય કુંતલથી અને શરીરના કૃષ્ણવર્ણથી આપનો મારા પરનો પ્રેમ વજ્રલેપ થયો છે, એવું જાણું છું–"

તે વચમાં જ સ્તબ્ધ બનીને ઉભી રહી. તેના મુખમાંથી આગળ એક પણ શબ્દ નીકળ્યો નહિ. તેને ઉદ્દેશીને બળવંતસિંહ બોલ્યોઃ "સુંદરી! તું એમ શામાટે કરે છે વારૂ? શું તને કાંઇ દુઃખ થાય છે? જરૂર, તને કાંઇક પણ દુઃખ થતું હોય તેમ લાગે છે."

આંખોમાંથી આંસુ સારતી જમની બોલીઃ "નહિ—હું દુઃખી નથી. હું તદ્દન સુખી છું,"

"જમની! શું તું રડે છે?" બળવંતસિંહ ઉભો થઇને બોલ્યોઃ "છાની રહે, એમ રડ નહિ. તારી આંખોમાં આંસુ જોઇને મારૂં હૃદય ચીરાય છે!"

"હા! આવો ભયંકર બનાવ બન્યો અને શું હું રડું નહિ?" તે બોલીઃ "સરદાર સાહેબ! હું દુઃખથી તરફડી રહી છું. મારા ઉપર આપનો પ્રેમ છે, એટલોજ ફક્ત મને આધાર છે. બાકી આ જગત્‌માં મારૂં આપ્તજન કોઈ પણ નથી!"

"હા, હું સમજ્યો." તે બોલીઃ "તારી બ્હેનને માટે તું આટલી દુઃખી થાય છે. તેને માટે તને બહુ દુઃખ વેઠવું પડે છે, એ વાત ખરી છે."

"કહો વારૂ, હવે હું રડું નહિ?" આંખો લૂછતી તે બોલીઃ "હવે મને સુખ કયાંથી થાય? હજીસુધી હું જમદેવના હાથમાંથી મુક્ત થઇ નથી. પણ મને લાગે છે કે જેમજેમ જમદેવનો પાશ મારી બ્હેન ઉપર વધારે ને વધારે બેસતો જશે, તેમ તેમ હું મુક્ત થતી જઇશ! મારી બ્હેન સુંદર છે ખરી, પરન્તુ તે પરમેશ્વરનો માર્ગ છોડીને પાપનો માર્ગ ગ્રહણ કરવા લાગી છે, એ બહુ જ ખરાબ થયું. તે કારણથી જ તેના ઉપર જમદેવનો પાશ વધારે ને વધારે બેસતો

જાય છે! મારે બદલે હવે તે જમદેવની સેવા બજાવી રહી છે. પણ સરદાર સાહેબ! મારી બ્હેનના હાથે ઘોર અપરાધ થયો છે, તેથી આપ મારો તિરસ્કાર કરતા નથી ને ? ”

“ ના, ના ! ” બળવંતસિંહ બોલ્યો: “તારો તિરસ્કાર હું શામાટે કરૂં ? તારા સંબંધે મારૂં મન કેવું છે, તે માટે તો મેં લતિકાદેવીની ક્યારનીએ ખાત્રી કરી આપી છે. ”

તેની તરફ પ્રેમપૂર્વક જોતી જમની બોલી: “ હા, લતિકાદેવીએ તે મને કહ્યું છે; પણ એક વાર ફરીથી એ જ શબ્દો આપના મુખેથી સાંભળવાની મને બહુ જ ઇચ્છા હતી. અહા ! સરદાર સાહેબ! આપ અત્યંત ઉદાર છો—શૂરા છો હોં : આપ મારા પર પ્રેમ દર્શાવો છો તેનો બદલો હું કેવી રીતે વાળી શકીશ ? ”

“ જમની ! અત્યારથી હું તારો અને તું મારી છે. ” બળવંતસિંહ બોલ્યો.

કંપિત સ્વરે તે બોલી: “સરદાર સાહેબ ! પણ આપના શબ્દોનો અર્થ શું સમજવો ? ”

તેના સુંદર વદન તરફ જોઇને બળવંતસિંહ બોલ્યો: “જમની! હું તારા પર પ્રેમ રાખું છું અને તું મારાપર પ્રેમ રાખે છે. હા! પ્રિયતમે! હું તારા પર પ્રેમ રાખું છું. તેથી જ હું જમદેવને જીતી શક્યો નહિ, પણ જમની ? તું આજ ક્યાંથી આવી ? જમદેવે તને મુક્ત કરી કે તે હવે મારા પર પોતાનો અમલ ચલાવશે ? ”

તેની તદ્દન નિકટમાં જઇને તે બોલી: “લડાઇ પછી હું આપની પાસે આવી, ત્યારે આપને શું કહ્યું હતું તે સાંભરે છે કે ? તે જમદેવ ઉપર પણ ઇશ્વરની સત્તા રહેલી છે. તે ઇશ્વરી પ્રેરણાથી જ હું

લડાઇનું પરિણામ સમજી ચૂકી હતી. તે જ પરમેશ્વરની કૃપાથી મારી ઇચ્છા પ્રમાણે વર્તવાનું સામર્થ્ય મારામાં આવ્યું છે. તે જ પરમેશ્વરની કૃપાથી આપે જમદેવની સાથે કરેલી ચાર શરતોમાંની બે શરતોમાંથી આપ મુક્ત થયા છો. અને તે જ પરમેશ્વરની કૃપાથી હું આજે આપના દર્શનાર્થે આવી છું!"

કિંચિત્ વિચાર કરીને બળવંતસિંહ બોલ્યો: "તે બે શરતો કઇ?"

"તે બન્ને આપના લાભની જ શરતો છે." જમની બોલી: "એક તો આપની સાથે લતિકાદેવીને લઇ જવાની અને બીજી મારી મુલાકાત ફરીથી નહિ લેવા વિષેની."

"શું કહે છે?" તે ઉત્સાહથી બોલ્યો: "શું હું એબન્ને શરતોમાંથી મુક્ત થયો? અહા! ઇશ્વર! એ તારો કેવડો મોટો ઉપકાર થયો છે?"

"હા! આપ એ બન્ને શરતોમાંથી મુક્ત થયા છો."તે બોલી: "હવે પછી હું આપને ગમે ત્યારે પણ મળી શકીશ. પણ વારૂ, મારો છુટકોએ એક શરતે જ થયો છે."

"તે શરત શી છે?" બળવંતસિંહે ઉત્સુક્તાથી પૂછ્યું.

"તમાર હાથે પૂર્ણ થવા જેવી તે નહોતી, તોપણ તે આપને જણાવ્યા પહેલાં જ આપે તે પૂર્ણ કરેલી છે!" જમની બોલી.

"શું? મેં તે શરત પૂર્ણ કરી છે!" બળવતસિંહે પૂછ્યું: "વારૂ એ શરત કઇ"

કિંચિંત્ લજ્જિત થઇને તે બોલી: "હા, તે શરત આપે પૂર્ણ કરી છે. આપ મારા ઉપર પ્રેમ દર્શાવો છો એમાં જ સઘળું સમાઈ રહેલું છે. જાણેકે પરમેશ્વરે આપણુ ઉભયને એક બીજાને માટે જ ઉત્પન્ન કર્યાં ન હોય. એવું મને લાગે છે, પણ આપ મારી તરફ આમ આશ્ચર્યથી કેમ જુઓ છો વારૂ?"

"ના, હું તારા તરફ આશ્ચર્યથી જોતો નથી. પણ તારૂં આ ભાષણ સાંભળીને મને બહુ જ જ આશ્ચર્ય ઉત્પન્ન થાય છે." તે ગુંચવાઇ જતો બોલ્યો.

કિંચિત્ અટકીને તે બોલીઃ "મને તે વખતે જમદેવે કહ્યું હતું 'જે શૂરવીર પુરૂષનું ચિત્ત બીજી કોઈ પણ સ્ત્રી ઉપર લાગેલું ન હોય એવો વીર જો પોતાનો પ્રેમ તને અર્પણ કરશે, તો તું મારા હાથમાંથી સંપૂર્ણ રીતે મુક્ત થઇશ.' તો હવે મને કહો કે આપ મારાપર ખરેખરી પ્રીતિ ધરાવો છો ને?'

"હા, હા!" તે આનંદિત થઇને બોલ્યોઃ "જમની! હું તારો જ છું!"

"કેટલીક વારસુધી બળવંતસિંહના શોભાયમાન શરીર તરફ અને સુંદર વદન તરફ જમની એકસરખી રીતે જોઇ રહી, બળવતસિંહ પણ તેની તરફ તેવી જ રીતે જોઇ રહ્યો હતો. પરન્તુ છેવટે તે બોલ્યોઃ "પ્રિયા-જમની! તું મારી ધર્મપત્ની થઇશ કે? મારા સુખદુઃખની વિભાગિની-મારી સહધર્મિણી તું થઇશ કે?" એ વખતે બળવંતસિંહનાં નેત્રોમાં આનંદાશ્રુ આવ્યાં હતાં, અને તેનો કંઠ ભરાઇ આવ્યો હતો. બીજા કોઇ પણ પ્રસંગે તેની સ્થિતિ અત્યારના જેવી થઇ નહોતી.

તેના મનની આવી સ્થિતિ જમનીએ જાણી લીધી. તે ધીમેથી બોલીઃ"સરદાર સાહેબ! આપ એ શું કહો છો! હું શું આપની ધર્મપત્ની થઉં?"

"હા, તું મારી પત્ની થા!" બળવંતસિંહે તેને કહ્યુંઃ "પણ વીરોત્તમ મહારાજે મારા સંબંધમાં તને કાંઇ કહ્યું છે કે?"

"તેમણે આપના વિષે મને ઘણી વાતો કહી છે, પણ આપ

તેમાંની કઇ વાત મારા મુખથી શ્રવણ કરવાને ઇચ્છો છો એનું હું કેવી રીતે સમજી શકું વારૂ !"

તે બોલ્યો: " કાંઇ નહિ! જમની! હું તને અંતઃપૂર્વક કહું છું કે હું તારાપર ખરેખર પ્રેમ કરૂં છું. હું જેવી રીતે તારાપર પ્રેમ રાખું છું, તેવી રીતે તુ મારા પર પ્રેમ રાખીશ ને ?"

જમની પ્રેમથી બોલી: "મહારાજ! આપ રાજા હો તો હું આપના ઉપર જેવો પ્રેમ રાખીશ, તેવો જ પ્રેમ આપ ભિખારી હશો તો પણ હું આપના ઉપર રાખીશ. મારા પ્રેમમાં બિલકુલ ફેરફાર થવાનો નહિ !"

"જમની ! હું પુનઃ તને એક વાર પૂછું છું કે તું મારી ધર્મપત્ની થઇશ કે ?" બળવંતસિંહે પૂછયું.

"હા, થઇશ ! પણ મહારાજ ? આપ ગુજરાતના એક બહાદુર સરદાર છો, અને હું અતિ દૂરના દેશની એક વિપત્તિગ્રસ્ત સ્ત્રી છું! આપના આપ્ત જનો અત્યંત મહાન્ હશે. અને મારી એકની એક બ્હેન પણ ખૂની છે! આપનાં સગાં અને સંબંધીઓ શું કહેશે' તેનો આપે વિચાર કર્યો છે કે?" જમની બોલી.

બળવંતસિંહ બોલ્યો: "તે સંબંધે બહુ વિચાર કરવાનો નથી, કારણકે ગુજરાતમાં ગયા પછી હું જ મારો મુખત્યાર છું, જો તારી બ્હેન મારી સાથે આવશે, તો હું તેને મારી જાગીરમાંથી થોડી જાગીર આપીશ અને ત્યાં તે એકાન્તમાં દિવસો કાઢી શકશે."

" અહાહા મહારાજ ! આપ ખરેખર અત્યંત ઉદાર સ્વભાવના છો ! આપની હું કેટલી સ્તુતિ કરૂં ? પણ લતિકાદેવીને માટે હવે બહુ ચિંતા કરવાની નથી. તે હવે પોતાની જન્મભૂમિ તરફ જાય છે. ત્યાં તે હમેશાં રહેશે અને પુનઃ આ બાજુએ કદાપિ આવશે જ નહિ. અમે બન્ને બ્હેનો એક બીજીથી કાયમને માટે વિખૂટી પડી ! "

"તે પણ એક રીતે સારૂં જ થયું !" બળવંતસિંહ બોલ્યોઃ "હવે તેને માટે તારે જરા પણ ચિંતા રાખવી પડશે નહિ. પણ તું મારી સ્ત્રી થશે, એટલે–પણ, અત્યારે એ વાત જવા દો ! વધારે બોલવાની કાંઇ જરૂર નથી, સઘળી વાત વખત આવ્યે બની રહેશે."

એ વખતે દીવામાંનું તેલ પૂરૂં થવા આવ્યું હોવાથી દીવો હોલવાઇ જવાની અણી ઉપર હતો. એ જોઇને જમની ત્યાંથી જતી રહેવાની તૈયારી કરતી બોલીઃ "પ્રાણનાથ ! હવે હું આપની રજા લઉં છું, રેવા અને રાધાને મારા અહીંઆ આવવાની વાતની ખબર છે; તેમણે જ મને આ સ્થળ બતાવ્યું છે. અત્યારે હું તેમની પાસે જઉં છું. સ્હવારમાં હું આપની સાથે આગળ પ્રવાસ કરવાને તૈયાર છું."

"તારા સમાગમથી આજ મને જેટલો આનંદ થાય છે, તેટલો આખી જીંદગીમાં મને કોઇ પણ વખતે થયો નથી. સ્વદેશમાં પહોંચતાં પહેલવહેલો તો આપણા લગ્નની ગોઠવણ કરીશ." તે બોલ્યો.

"અને ત્યારે જ મને પૂર્ણ સુખ થશે." તે બોલી.

એમ કહીને જમની ઓરડામાંથી બહાર નીકળી અને દીવો પણ હોલવાઇ ગયો.



## પ્રકરણ ૯ મું.

### બિચારી અલક.

પ્રભાત થયું. પક્ષીઓનો કલકલ શરૂ થયો. અલકકુમારી જાગૃત થઇ. એટલામાં પોતાના ઓરડામાં કોઇ આવ્યું હોય એવું તેને જણાયું, અને તે બિછાનાપર બેઠી થઇ. કોઇ પણ સ્ત્રી પોતાની પાસે

ઉભી છે, એવો તેને ભાસ થયો. તેથી તે તીવ્ર દષ્ટિથી જોવા લાગી, તો તે લતિકાદેવી છે એવું તેના સમજવામાં આવ્યું. અલકકુમારી ચકિત થઈ અને હવે તે મોટા સ્વરે કાંઈ પણ બોલશે એવું લતિકાના ધ્યાનમાં આવતાં જ તે બોલી: "ચૂપ રહે, ઉતાવળે કાંઇ પણ બોલીશ નહિ!" પછી તે બપ્પર તરફ જોઇને બોલી: "એકંદર રીતે મારી કલ્પના કાંઇ ભૂલભરેલી નથી. હું કાંઇ ફસાઇ નથી."

લતિકાદેવીના આ શબ્દો સાંભળીને અલકકુમારી બ્હી ગઇ. તેણે માન્યું કે પોતે રાજકેદીને છૂટા કર્યા, તે માટે તે પોતાને ઠપકો દેવાને આવી હશે; એવી સમજુતીથી તેણે પૂછ્યું: "બાઇ! તને કઇ બાબતની ખાત્રી થઇ? શાના સંબંધમાં તું ફસાઇ નથી?"

તેની તરફ જોઇને લતિકા બોલી: "બળવંતસિંહની સાથે પ્રવાસ કરનારો અજાણ્યો મિત્ર તું જ છે તે બાબતની મારી ખાત્રી થઇ, પણ હવે વચમાં કાંઈ ગરબડ નહિ કરતાં હું જે કહું છું તે તું બરાબર સાંભળી લે. જ્યારે તું નદીમાં ડૂબતી હતી, ત્યારે મેં તને મારા તંબૂમાં આણી હતી. પછી ત્યાંથી હું કિલ્લામાં રહેવા ગઇ, ત્યાં પણ મેં તને સાથે રાખી હતી. કિલ્લામાં તું પાંચ-છ દિવસ રહી હતી, ત્યાંસુધી હું તારી સાથે મિત્રતાથી વર્તી હતી કે શત્રુતાથી?"

અલકકુમારી ગંભીરતાથી બોલી: "બાઇ! તે વખતે તું મારી સાથે અત્યંત પ્રેમથી વર્તતી હતી. તે તારા પ્રેમનો મેં દુરૂપયોગ કર્યો, તે માટે તું આજે મને ઠપકો દેવાને જ અહીં આવી હોઇશ!"

"હા; હું જો તને ઠપકો દઉં તો તેમાં શું હું કાંઇ ગુન્હો કરું છું? અલકકુમારી! તેં આવી કૃતઘ્નતા કેમ બતવી વારૂ?" લતિકાદેવીએ પૂછ્યું.

અલક ગભરાઇ હતી ખરી, તો પણ તે ધૈર્ય રાખીને બોલી: "હું

જે કહું છું તે હવે તું બરાબર સાંભળી લે. કાંઇ અતિશય ગૂઢ કારણથી મેં આ મોટા જોખમનું કામ માથે લીધું હતું. ત્રણ રાજકેદીને છોડાવવાને માટે હું પુષ્કળ કષ્ટ અને હેરાનગતી વેઠીને એક વાર સંગમપુર આવી પહોંચી. આવતાં વેંત જ રહવારે હું કિલ્લો જોવાને નીકળી, તે વખતે કિલ્લામાં જવાને નદીની બાજુએ એક રસ્તો આવેલો છે એવું તુરત મારા જાણવામાં આવ્યું. તે રસ્તા સબંધે લોકોમાં કાંઇ કાંઇ ભયકર વાતો ચાલતી હતી; તો પણ મે તે જ રસ્તે થઇને કિલ્લામાં પ્રવેશ કરવાનો વિચાર નક્કી કર્યો, કારણ કે તે વાત મારા ફાયદાની જ હતી. નદીમાં પાણી બહુ નહોતું, તેથી હું કિલ્લાની દિવાલ નીચે આવેલા પત્થર ઉપર ધીમે ધીમે પગ મેલતી સંભાળી સંભાળીને ચાલતી હતી, પણ દુર્દૈવે મારો પગ એક પત્થર ઉપરથી લપસી ગયો અને હું નદીમા પડી. તે સંકટમાંથી મને આ સરદાર સાહેબે બચાવી. પછી મને તારી ઓળખાણનો લાભ મળ્યો. તારી સાથે જ્યારે હુ કિલ્લામાં ગઇ, ત્યારે કાંઇ પણ કપટ કરવાનો મારો વિચાર નહોતો, તેમ જ કિલ્લાની અંદરની બાજુની મને જે માહિતી મળી હતી, તેનો ઉપયોગ પણ મે કેદીઓને છોડાવવાના કામમાં કર્યો નથી; તોપણ હુ કબૂલ કરૂં છું કે હું–"

લતિકા વચમાં બોલી ઉઠી: "પણ અલક ! જ્યારે તું કિલ્લામાં મારી સાથે રહેવા આવી ત્યારે તારા મનમાં તેજ હેતુ હતો. વીરોત્તમ મહારાજ મારા પાલક છે, એ વાત શુ તું નહોતી જાણતી ?"

અલકકુમારી બોલી: "બાઇ ! પહેલેથી મારી ઇચ્છા તેવી નહોતી, તો એ હું તને એક વાર કહી ચૂકી છું પણ મારા સદ્‌ભાગ્યે મને આગળ જતાં ઠીક લાગ મળ્યો અને કેદીઓને ક્યાં રાખવામાં આવના હતા એ મેં જાણ્યું. તે દિવસે તેં રેવાને સંકેતશબ્દ કહ્યો

હતો તે પણ મારા સાંભળવામાં આવ્યો હતો. વળી જે દિવસે હું બહાર ગઇ હતી, તે દિવસનો સંકેતશબ્દ પણ મે તારે મ્હોએથી જાણ્યો હતો. રોજ સંકેતશબ્દ બદલાતો હતો એ હું જાણતી હતી અને તેથી મારે નીકળવાનું હતું તે દિવસનો સંકેતશબ્દ મેં બરાબર યાદ રાખી લીધો હતો. ખરી રીતે આ બધી સગવડો મને મળી ગઇ તેમાં ઇશ્વરે જ મને મદદ કરી છે. પછી હુ પુન નદીના માર્ગે થઇને કિલ્લામાં પેઠી અને તે રાજકેદીઓને છૂટા કરવામાં ફત્તેહ પામી.

લતિકાદેવી બોલી: " આ તારા સત્યવાદિત્વ માટે મને અત્યંત આનદ થાય છે. પણ હુ જે એક વાત તને કહુ ને જો તુ કબૂલ કરીશ, તો મને તેથી પણ વધારે આનંદ થશે ' '

" કહે, કહે, તારા માટે હું કાંઇ પણ કરીશ !' અલક બોલી: " તેં તો મારા પર અનેક ઉપકારો કર્યા છે ! "

લતિકા બોલી: " કાલે રાત્રે મારા હાથે જે કઠું કાર્ય થયું છે, તેમાં મારો કાંઇ વાંક હોય એમ તને લાગે છે કે ' "

" નહિ, નહિ, " અલક બોલી: " કોઇ પણ બનાવ યોગ્ય કારણ વિના બનતો જ નથી, એમ હું નિશ્ચયપૂર્વક માનુ છું. કાંઇ પણ યોગ્ય કારણ મળ્યા વિના તેં એવું કામ કર્યું ન હોય એવી મારી ખાત્રી છે. પણ બાઇ ! તું અહીં આવી છે ખરી, પરન્તુ અહીં તને કોઇ જોઈ જશે તો તારાપર કેવડું મોટું સંકટ આવી પડશે તેનો તેં વિચાર કર્યો છે કે ? "

" મારે માટે તું જરા ચિન્તા રાખીશ નહિ. કોઇ એક ગુપ્ત શક્તિ મને મદદ કરી રહી છે. પણ હુ જે અહીં આવી છુ તે ખાસ તારી મુલાકાત લેવાને જ આવી છું. તે ગુપ્ત વાત—" એમ અર્ધું બોલીને લતિકા તેના વદન તરફ જોવા લાગી.

"બાઈ ! તું જરા પણ બ્હીશ નહિ." અલક બોલી: "હું તને ફસાવીશ નહિ. તારે મારી પાસે જે કાંઇ કબૂલ કરાવી લેવાનું હતું–"

"તે કાંઇ બહુ કઠણ નથી." લતિકા વચમાં બોલી ઉઠી: "મેં તારા ઉપર જે કાંઇ ઉપકારો કર્યા છે, તેના બદલામાં તું તે કબૂલ કરીશ જ, પણ કદાચ નાકબૂલ કરે તો ?"

અલક બોલી. "કહે, કહે, જે હોય તે ખુશીથી કહે, હું જરૂર કબૂલ કરીશ. હવે જલ્દી બોલ, હમણાં દિવસ ઉગશે. મારે હજી ફરીથી સારૂં બખ્તર પહેરવાનું છે."

તેની તરફ તાકી રહીને લતિકા બોલી: "તારે આજ બળવંતસિંહની સાથે આવવું નહિ; તારી મરજીમાં આવે ત્યાં તું એકલી ચાલી જા !"

અલક આશ્ચર્ય પામીને બોલી: "શું ? આજે જ–હમણાં–જ અત્યારે ને અત્યારે હું ચાલી જઉં ?"

લતિકા બોલી; "હા; આજ–અત્યારે ને અત્યારે જ તું ચાલી જા ! તું તેમની રજા લઇ લે અને તારે માર્ગે પડ."

અલકકુમારી નિરાશાથી બોલી: 'બાઇ ! તેં મારા ઉપર બહુ ઉપકાર કર્યા છે, એટલે તારૂં આ કથન પણ મારે કબૂલ કરવું જોઇએ !"

તેનો હાથ પકડીને લતિકા બોલી: "અલક ! તેં મારાપર એ ઘણો મોટો ઉપકાર કર્યો છે ! પણ હું તને અહીં જે મળવાને આવી છું, તે તદ્દન ગુપ્ત રીતે આવી છું તેથી તું એ વાત કોઇને કહીશ નહિ. મારા કહેવા ઉપરથી તું બળવંતસિંહથી જૂદી પડે છે, એ વાત પણ તેમના જાણવામાં આવવી જોઇએ નહિ"

"બહુ સારૂં." અલકકુમારી બોલી: "એ વાત પણ મને કબૂલ છે."

"સાબાશ ! અલકકુમારી ! શાબાશ ! લતિકા બોલી: "મેં તારા પર જે ઉપકારો કર્યા છે તેનો તેં બહુ સારી રીતે બદલો વાળ્યો છે. વારૂ, હવે હું જઉં છું."

એમ કહીને લતિકા ત્યાંથી ચાલી ગઇ. અલકકુમારી તદ્દન હતાશ થઇને બિછાનાપરથી ઉઠી. તેના શરીરમાંથી સઘળુ બળ નષ્ટ થઇ ગયું હતું. જે પુરૂષની ઉપર તેનો પ્રેમ હતો, અને જેને માટે પોતે પ્રાણુની પણ પરવા કર્યા વિના લડી હતી, તેને છોડીને ચાલ્યા જતાં તેના હૃદયને બહું જ દુ:ખ થવા લાગ્યું. તેણે બખ્તર ધારણ કર્યું અને તે વિચારમાં લીન બની ગઈ. તેને છોડી જવાથી અલકને આટલું માઠુ શા કારણુથી લાગતું હશે ? શ્યામગઢની પાસે જઇ પહોચ્યા પછી તો તેને છોડી જવાની તેને જરૂર જ પડત. શ્યામગઢ માત્ર એક દિવસની મુસાફરી જેટલું જ દૂર હતું; એ એક દિવસના વિયોગને માટે તેને આટલું ખરાબ કેમ લાગતું હશે વારૂ ?

તે બખ્તર પહેરીને ઓરડાની બહાર નીકળી. બળવંતસિંહ એ વખતે ઘોડાવાળાની સાથે કાંઇ વાતચીત કરતો હતો. અલકકુમારી પોતાની તરફ આવતી જોઇને તે તેની તરફ ફર્યો અને બોલ્યો. 'આવ ! મારા ગુપ્ત મિત્ર ! તને આ બખ્તરનો બોજો શું નથી લાગતો ? પણ હવે તે તને ફક્ત થોડી વાર સુધી જ આ પ્રમાણે ધારણ કરી રાખવું પડશે, નહિ વારૂ ?"

તદ્દન નાઈલાજ થઇને અલકકુમારી બોલી: "પણ હવે તે વખત નજીક આવી પહોંચ્યો છે. હું હમણાં જ આપને મારૂં નામ કહીને અને ચહેરો બતાવીને આપની રજા લેવાનો છું !"

આ સાંભળીને બળવંતસિંહ આશ્ચર્ય પામ્યો. તે બોલ્યો: "શું

તુ રજા લેવાનો છે ? એટલે ? શું તું મને પુનઃ મળીશ જ નહિ ? પણ એમ કરવાનું કારણ શું છે ? મારી સોબતથી તને શું કંટાળો આવ્યો છે ?"

અલક બોલી: " સરદાર સાહેબ ! એ બાબત સંબંધે આપ મને કાંઇ પણ પૂછો જ નહિ. હુ તેનો ઉત્તર આપી શકીશ નહિ !"

" નહિ, નહિ !" બળવંતસિંહ બોલ્યો: " તુ એમ જાય કેવી રીતે ? તુ તારૂં નામ કહે તેથી શુ થઇ ગયું ? તારો ચહેરો જોઇને જ હુ તને જવા દેવાનો નથી !"

" પણ હવે હું તમારી સાથે રહી શકુ તેમ જ નથી !" અલકકુમારી બોલી.

તેની આવી હઠ જોઇને બળવંતસિંહ લાચાર બની ગયો. ને બોલ્યો: " પણ મારા ભલા મિત્ર ! તારે હું શું કરૂ, તે તું મને કહીશ ? હુ ઘણો શ્રીમંત સરદાર છું. ગુજરાતમાં મારૂ બહુજ વજન છે."

તેની સાથે વાતચીત કરતાં અલકકુમારીનો અવાજ કંપવા લાગ્યો હતો. તે કંપિત સ્વરે બોલી: " જે ઘોડાપર બેસીને હું તમારી સાથે આવ્યો છું, તે એક ઘોડો જ માત્ર મને આપો. તે આપનો ઘોડો જોઇને મને વારંવાર આપનું સ્મરણ થયાં કરશે."

બળવંતસિંહ બોલ્યો: " જયારે પહેલાં તું તે ઘોડાપર બેઠો ત્યારથી હુ તને એ ઘોડો આપી ચૂકયો છું. પણ એ સિવાય બીજું કાંઈ તું માંગ. તને કાંઈ પણ આપવું એવી મને અત્યંત ઉત્કટ ઇચ્છા થઇ આવી છે."

અલકકુમારી દુઃખિત થઇને બોલી: " મારે બીજું કાંઇ પણ જોઇતું નથી !" પછી તેણે ઘોડાવાળાને પોતાનો ઘોડો તૈયાર કરવાનું ફરમાવ્યું.

"તારા આ વિચિત્ર વર્તનથી મને બહુ જ આશ્ચર્ય ઉત્પન્ન થાય છે." બળવંતસિંહ બોલ્યો: "તારા મનમાં કંઈ પણ મોટું દુઃખ હોવું જોઈએ એવું મને લાગે છે. તને આવી રીતે તદ્દન એકલો છોડી દેવો, એ મને બિલકુલ સારૂ લાગતું નથી."

એટલામાં રેવા અને રાધા તથા તેમની સાથે જમની પણ ત્યાં આવી પહોંચી. તેને જોઇને અલકકુમારીને બહુ જ આશ્ચર્ય ઉત્પન્ન થયું. તેણે એકવાર બળવંતસિંહ તરફ દૃષ્ટિ ફેરવી, તો તેના જોવામાં આવ્યું કે તે આનંદિત વદને જમની તરફ જોઇ રહ્યો હતો. જમનીને જોતાં જ તેની સ્થિતિ આવી થઇ ગઇ તે જોઇને અલકને ખરાબ લાગ્યું, પણ તેણે પોતાનો એ મનોભાવ કોઇના જાણવામાં આવવા દીધો નહિ.

તેણે પૂછ્યું. "આ લતિકાદેવીની બહેન જમની તો નહિ ?'

જમની તરફ જોઇ રહેતાં બળવંતસિંહ બોલ્યો: "હા, તે જ એ ! તેના દેખતાં જ તું કોણ છે, તે મને કહે, એટલે એ પણ મારી પેઠે જ તને હમેશાં સંભારતી રહેશે ! "

"નહિ, નહિ, એમ બનશે જ નહિ !" એમ બોલીને સત્વર ઘોડાપર બેસી તેને એડી મારીને અલકકુમારી ત્યાંથી ઉતાવળે ચાલી ગઇ !

---

## પ્રકરણ ૧૦ મું.

---

### પ્રેતયાત્રા.

હવે આપણે પાટણ તરફ જતા બળવંતસિંહને તેને માર્ગે જવા દઇને જે સ્થળે ઉમેદનું ખૂન થયું હતું, ત્યાં કેવો બનાવ બની રહ્યો છે તે આપણે જોઇએ.

ઉમેદનું ખૂન થયા પછી બીજે દિવસે સ્હવારે. એટલે આ તરફ અલકકુમારી બળવતસિંહને છોડીને ચાલી ગઇ તે જ વખતે, ધર્મશાળાનો રખેવાળ પોતાની સ્ત્રી સાથે ગઇ કાલે બનેલા બનાવ સંબંધે કાંઇ વાતચીત કરતો બેઠો હતો, એટલામાં એક ઘોડેસ્વાર ઘોડો દોડાવતો ધર્મશાળાના આંગણામાં દાખલ થયો.

તે ઘોડેસ્વાર સંગમપુરને માર્ગે આવ્યો હતો. તેણે માર્ગમાં ઘોડાને બહુ દોડાવ્યો હોવો જોઇએ એવું તે ઘોડાના શરીરે ચાલી રહેલા પરસેવાના રેલા ઉપરથી અનુમાન કરી શકાતું હતું તેના શરીરપરનાં કપડાં ધૂળથી ખરાબ થયા હતાં. તે સ્વાર ધર્મશાળાની પાસે આવતાં જ સત્વર ઘોડાપરથી નીચે ઉતર્યો અને સૌથી પહેલાં તેણે ધર્મશાળાના રખેવાળ પાસે હાથ પગ ધોવાને પાણી માંગ્યું. તે બોલ્યો: "આજ કેટલાક સરદારોનું એક મંડળ આ રસ્તે થઇને જવાનું છે. એક મોટો સરદાર થોડી વાર પહેલાં મરણ પામ્યો છે, તેનું મુડદું લઇને એ મંડળ પોતાને ગામ જાય છે. તે આજ આ ધર્મશાળામાં ઉતરશે. તેટલા માટે તેમને સારૂં ભોજનની તૈયારી કર. આખું મંડળ તુરત જ આગળ પ્રવાસ કરવાનું છે, માટે સઘળી તૈયારી સત્વર થઇ જવી જોઇએ. હું ખાસ વરધી આપવાને અગાઉથી ઉતાવળો આવ્યો છું."

"પણ મંડળમાં માણસો કેટલાં છે એ તો મારે જાણવું જોઇએને?" રખેવાળ બોલ્યો.

"લગભગ પચીસ માણસો છે. તેઓ સઘળા એકાદ પહોરમાં અહીં દાખલ થઇ જશે.,' ઘોડેસ્વારે ઉત્તર આપ્યો.

"શું માત્ર એકજ પહોરમાં?" રખેવાળ બોલ્યો: "એટલા બધા માણસોને માટે એટલી ઉતાવળથી કેવી રીતે રસોઇ થશે? વળી આવનારા પણ મોટા મોટા સરદાર સાહેબો! તેઓને માટે જોઈતી ચીજો તો આ આખા ગામમાંથી પણ મળી શકે નહિ!"

" અમારા માલેક બહુ મોટા માણસો છે, પરન્તુ અત્યારે તેઓ ગુપ્ત રીતે પ્રવાસ કરી રહ્યા છે. બહુ ઉંચા ઉંચા ખાવાના પદાર્થો નહિ તૈયાર થાય તોપણ ચાલશે. વળી સાથે મુડદું છે એટલે તેઓ મિષ્ટાન્ન તો જમવાના જ નથી. ખર્ચ માટે લે આ પચીસ સોનૈયા આપું છું. હવે જેમ બને તેમ ઉતાવળ કર. અહીંથી ઉપડતી વખતે વળી તને કાંઇક ઇનામ પણ અપાવીશ."

પચીસ માણસોની રસોઇના ખર્ચ માટે પચીસ સોનૈયા જોઇને રખેવાળનું મ્હોં ભરાઈ ગયુ. તેનું વદન પ્રફુલ્લિત થયું. તે બોલ્યો: " મારાથી બનશે તેટલી ઉતાવળે રસોઇ કરાવી નાંખું છું." પોતાની સ્ત્રીની સામે જોઈને તે બોલ્યો: " અર એ! જા, જા. જલ્દી! જોઈ શું રહી છે? જલ્દી ચુલો સળગાવ! ભાત રાધ, હું તરકારી લાવું છું પણ, પણ—સાથે વળી કોઈ બૈરાં-ફૈરાં છે કે?"

"હા, સાથે એક બાઇ અને તેની ચાર દાસીઓ છે. પણ ને સઘળું પૂછવાનું તારે શું કામ છે?" ઘોડેસ્વારે પૂછ્યું.

"હં; શું કામ છે કેમ વળી? સ્ત્રીઓની ગોઠવણ જૂદી નહિ કરવી પડે?" રખેવાળ બોલ્યો: જમીને થોડી વાર આરામ લીધા પછી તેઓ બધા આગળ પ્રવાસ કરવાના છે કે રાત્રિ પણ અહીંજ ગાળવાના છે?"

" અરે નહિ રે! સાંજ પડતાંસુધીમાં તો કેટલેએ દૂર જઈ પહોંચવાનું છે પણ હવે વાત કરવામાં વખત ન ગાળ: જા જલ્દી રસોઇની તૈયાર કર હું પણ મારા ઘોડાની જરા ચાકરી કરૂં." સ્વાર બોલ્યો.

દિવસનો છેલ્લો પ્રહર થતાં સંગમપુરને માર્ગેથી કેટલાક લોકો તે ધર્મશાળા તરફ આવવા લાગ્યા. તે સઘળા ઘોડાપર બેઠા હતા.

સૌની વચમાં એક સ્ત્રી હતી. તેની બાજુએ બખ્તરવાળા ઘોડેસ્વારો ચાલતા હતા. ઘોડા ઉપરનો સામાન ઘણો મૂલ્યવાન્ હતો, તે ઉપરથી એ સઘળું મંડળ કોઇ રાજા લોકોના જેવું હોય એમ સ્પષ્ટ માલૂમ પડતુ હતું. તે મુખ્ય સ્ત્રીની પાછળ કેટલીક દાસીઓ હતી. તેમની પાછળ કેટલાક નોકરો હતા. મુખ્ય સ્ત્રીની બાજુએ ચાલતો કોઇ એક સાધુ હોવો જોઇએ એમ તેણે માથે વીટાળેલી ભગવી શાલ ઉપરથી માલૂમ પડતું હતું. તેણે ગળામાં રૂદ્રાક્ષની માળા ઘાલેલી હતી; પરન્તુ માથે બાંધેલી શાલનો એક છેડો તેણે પોતના મ્હોં ઉપર નાખ્યો હોવાથી તેનો ચહેરો સ્પષ્ટ રીતે ઓળખાઈ આવતો નહોતો. તેની પાછળ એક રથ ચાલતો હતો અને તે રથની આજુબાજુએ આઠ હથિયારબંધ સ્વારો પહેરો ભરતા હતા. તે જ રથમાં પેલા ઘોડેસ્વારે કહેલું કોઇ સરદારનુ મુડદુ હશે. રથ ઉપર સફેદ ચાદર નાંખેલી હતી અને તેના ઉપર સુવાસિત પુષ્પો પડેલાં હતાં.

એ સર્વ મંડળ તે ધર્મશાળાના દ્વાર પાસે આવીને ઉભું રહ્યું. રખેવાળે ખાસ તૈયાર રાખેલી ઓરડીમાં સ્ત્રીમંડળ ચાલ્યું ગયુ. મુખ્ય સ્ત્રી અંદર જતાં જ તેણે પોતાના અંગપરની શાલ ફેંકી દીધી, અને તે નિરાશાપૂર્વક એક ગાદીપર આડી પડી. એટલામાં રખેવાળની સ્ત્રી ત્યાં આવી પહોંચી અને તેણે તેઓને શું જોઇતું કરતું હતું તેની પૂછગાછ કરી. પરંતુ એક દાસીએ તેની પાસે આવીને તેને કહ્યું: "અમારા બાઇસાહેબ બહુજ થાકી ગયાં છે. તેમને આજ ન્હાવાની પણ ઇચ્છા નથી. તે કહે છે કે અમારાં ભાણાં પણ અહીંજ લાવજો, અમે બીજાઓની સાથે બેસીને જમીશું નહિ."

રખેવાળની સ્ત્રી અત્યંત નમ્રતાથી. "વારૂ બાઇ" કરીને ચાલી ગઇ. ગાદીપર પડેલી સ્ત્રી તદ્દન હતાશ બની ગએલી દેખાતી હતી.

તેના મનમાં કાંઇ પણ ગુંચવણ–ગભરામણ ચાલી રહેતી હતી. તેણે પોતાની આખો માચેલી હતી. તે ઉપરથી કોઇ નવા જોનારને તો એમજ લાગે કે બહુ થાક લાગવાથી ઉંગી ગઈ હશે; પરંતુ તેના મનમાં કાંઈ જૂદા જ વિચારો ચાલી રહ્યા હતા.

આ બાજુએ પુરૂષવર્ગમાંના સૌએ પોતપોતાના પોષાક ઉતારી નાંખ્યા. સાધુએ પેહેરેલો ફેંટો કાઢી નાખ્યો, જેમણે પોતાનાં બખ્તરો ઉતારી નાખ્યાં તેઓ વિજયસિંહ અને ભભૂતમલ એ બે જણ હતા. એ ફેંટાવાળો સાધુ કાલિકાપ્રસાદ પોતે હતો. એટલું તો ચતુર વાચકને સમજવામાં તુરતજ આવી ગયું હશે.

આખા મંડળની બરાબર વ્યવસ્થા થઈ ગયા પછી કાલિકાપ્રસાદ તે બન્ને સરદારોની પાસે આવ્યો. તેને જોતાં જ ભભૂતમલે પૂછયું: "ગુરૂરાજ ! રાજકન્યા પોતાની ઓરડીમાં ગઇ કે ?"

"હા. હું પોતે તેને ત્યાં પહોંચાડીને આવ્યો, તેની એક દાસીને તેની સઘળી હીલચાલ ઉપર બરાબર નજર રાખવાનું મેં કહ્યું છે. તે નાસી જાય નહિ એવો મેં પક્કો બંદોબસ્ત કર્યો છે" કાલિકાપ્રસાદ બોલ્યો.

વિજયસિંહ બોલ્યો. "તે આપણો સૌનો દ્વેષ કરે છે.પુણ્યમંદિરમાં રહીને તે બહુ કંટાળી ગએલી હોવી જોઇએ, એમ હું ધારૂં છુ"

કાલિકાપ્રસાદ બોલ્યો: " એ બાબત વિષે વાતચીત કરવામાં વખત ગાળવો એ હવે તદ્દન નકામું છે, ગમે તેમ હોય. આપણે તેને રાજ્યગાદીએ બેસાડવી જ જોઇએ. તે આપણા હાથમા એક પૂતળી પેઠે જ રહે અને આપણે જેમ તેને નચાવીએ તેમ નાચે તેવી હવે આપણે તજવીજ કરવી જોઇએ."

વિજયસિંહ બોલ્યો: " એ વાત ખરી છે. જો રાજકન્યા હાથમાંથી છટકી, તો આપણી સઘળી બાજી વ્યર્થ જવાની અને આપણા મનના વિચાર મનમાં જ રહી જવાના !"

કાલિકાપ્રસાદ બોલ્યો: " તેની સાથેની દાસીઓ મારી સંપૂર્ણ વિશ્વાસપાત્ર છે. તેઓ તેના પર સખ્ત પહેરો રાખશે. વળી જ્યાંશુધી શ્યામગઢમાં પહોંચીએ ત્યાસુધી બીજા કોઇની પણ સાથે તે વાતચીત કરી શકે નહિ એવી મેં ખાસ ગોઠવણ કરી છે !"

ભભૂતમલ બોલ્યો:"એક વાર આપણે કિલ્લામાં જઇ પહોંચ્યા એટલે તુરત જ રાજકન્યાના નામની દુહાઇ ફેરવીને વીરોત્તમની સાથે લડાઇ કરવાને બધા ઠાકોરો અને સરદારોને આમંત્રણ કરીશું?"

" એ કામ મારે પોતાને માથે ! આ પ્રાંતમાંના સઘળા ઠાકોર અને સરદારોને જાતે મળીને તેમનાં મન હું આપણા પક્ષમાં મેળવી લઇશ." કાલિકાપ્રસાદ અભિમાનપૂર્વક બોલ્યો.

'ઠીક ! ઠીક ! ' વિજયસિંહ બોલ્યો: "મારી ખાત્રી છે કે હવે માત્ર થોડા દિવસની અંદર રાજકન્યા પોતાના પિતાના સિંહાસનપ આરૂઢ થશે. પરન્તુ તમે ને વીરોત્તમને સહેલાઇથી જીતી લઇ શકો એવું તમે સમજશો નહિ. મારી કલ્પના એવી છે કે એ લડાઇ બહુ ભયકર થશે. હજારો મનુષ્યો મૃત્યુના મ્હોંમાં પડશે. સંગમપુરનો કિલ્લો સર કરતાં શું થશે, તેની તો કલ્પના પણ કરી શકાતી નથી ! "

" એવું તો થશે જ ને ? " કાલિકાપ્રસાદ બોલ્યો: " પણ ગરીબ પ્રજાનું શું થશે ?"

વિજયસિંહ બોલ્યો:" રૈયતની ચિન્તા કરવાનું આપણને કાંઇ કારણ નથી, કારણકે જેઓ લડાઇમાં મરશે તેઓને પગાર મળશે.

પણ એકલા પગારદાર સૈન્ય ઉપર મને વિશ્વાસ નથી. આપણે પોતે પણ હાથમાં હથિયાર લેવાં જોઇએ. આપણે આગળ થઇશુ એટલે આપણે આશ્રયે રહેનારા મધ્યમ સ્થિતિના લોકો પોતાની મેળે લડાઇમાં આગળ આવશે. પછી બિચારી ગરીબ રૈયત શું કરવાની છે? તેને પણ આપણા હુકમ પ્રમાણે વર્તવાની ફરજ પડશે."

ભભૂતમલ બોલ્યો:" પણ મને એમ લાગે છે કે આપણો વિજય બહુ વહેલો થઇ જશે; કારણકે વિજયની કુંચી આપણા હાથમાં છે?"

વિજયસિંહ બોલ્યો: " તે કુંચી કઇ ? "

પૈસા !" ભભૂતમલ બોલ્યો: " વિરોત્તમને હાલમાં પૈસાનો તોટો પડવા લાગ્યો છે.તે મહારાજનો ખજાનો શોધવાની તૈયારીમાં છે. મહરાજનો ખજાનો મેળવી લઇને તેના બળથી સૈન્ય વધારવાનો તેનો વિચાર હોય એમ લાગે છે."

કાલિકાપ્રસાદ બોલ્યો:"મને લાગે છે કે આપણે હવે આ વાતચીત બંધ રાખવી. ઘણું કરીને કુમાર વિષયમલ આજ કિલ્લામાંજ હશે. તેની અને સૂરસેનની મુલાકાત જરૂર થશે."

ભભૂતમલ બોલ્યો: "તે કિલ્લામાં જ હશે, કારણકે તેને કિલ્લો છોડીને બહાર જવાની બિલકુલ જરૂર નથી. આપણે કેદમાં પડયા છીએ એવું સાંભળ્યા છતાં પણ કિલ્લાની બહાર નીકળશે નહિ. તેણે છેવટસુધી કિલ્લામાં રહીને લડવાનો જ નિશ્ચય કરેલો છે. જો કદાચ વીરોત્ત પાજે ને આજે જ શ્યામગઢને ઘેરો ઘાલે તોપણ તે એકલો તેનું રક્ષણ કરશે."

વિજયસિંહ બોલ્યો: " વીરોત્તમે હજીસુધી શ્યામગઢને ઘેરો ગાલવાનો યત્ન કર્યો નથી એવું જણાય છે."

"ના," ભભૂતમલ બોલ્યો: "અત્યારસુધી તે તરફ વીરો-

નમની નજર ગઇ નથી, એમ હું ધારૂં છું, પણ ધારો કે થોડી જ વારમાં મારા કિલ્લાપર હલ્લો કરવાનો તેનો વિચાર હોય, તો તે આપણે કેવી રીતે જાણી શકીએ?"

"ઘણું કરીને આજ સાંજે શુરસેન શ્યામગઢમાં જઇને દાખલ થશે." વિજયસિંહ બોલ્યો.

કાલિકાપ્રસાદ બોલ્યો: "કુમાર વિષયમલને સૈન્યની તૈયારી માટેની સૂચના—"

ભભૂતમલ બોલ્યો: "રાજકન્યાની સામે આવવાની અને લશ્કર તૈયાર કરી રાખવાની સૂચના વિષયમલને વેળાસર પહોંચાડવાની બહુ જ જરૂર હતી. શૂરસેને પોતે એ સંદેશો પહોંચાડયાનું કામ માથે લીધું, એ બહુ જ સારૂં થયું."

કાલિકાપ્રસાદ બોલ્યો: પોતાના કિલ્લાના બંદોબસ્તને માટે શૂરસેનને પાછા જવાની બહુ ઉતાવળ હતી, કારણકે વીરોનમ પોતાના કિલાપર હલ્લો કરશે એવી ધાસ્તી તેના મનમાં હોય એ સ્વાભાવિક છે? તેથી કરીને જ તે એટલી ત્વરાથી ચાલ્યો ગયો."

"એ પણ ખરૂં છે." ભભૂતમલ બોલ્યો: "આજે સાંજે શૂરસેન અમારા કિલ્લામાં જઇને સંદેશો પહોંચાડશે અને પછી રાતોરાત પોતાના કિલ્લામાં પાછો જશે. તેણે પોતાનો વેશ એવા બેમાલૂમ રીતે બદલાવી નાંખ્યો છે કે તેને કોઇ પણ ઓળખી શકશે . વળી તેનો ઘોડો પણ ઘણો તેજ છે. આપણે બે દિવસ પછી પહોંચીશું—"

કાલિકાપ્રસાદ બોલ્યો: "આપણે ગોઠવેલી યુક્તિ જો નિર્વિઘ્નપણે પાર ઉતરી તો—"

ભભૂતમલ બોલ્યો: "હું સમજી ગયો. હું કાંઇ વધારે બોલતો

નથી. વીરોત્તમનો કોઇ જાસૂસ અહીં હશે તો તે આપણને ઓળખી જશે, કિંવા આપણી સાથે ખબાનો છે—"

"સરદાર સાહેબ ! કૃપા કરીને છાના રહો." કાલિકાપ્રસાદ બોલ્યો: "દિવાલને પણ કાન હોય છે ? આવી ગુપ્ત વાત ધર્મશાળા જેવા સ્થળે ખુલ્લી રીતે બોલાવી એ ઠીક નથી. અત્યારસુધી તો આપણને કાંઇ વિઘ્ન નડયું નહિ એ ખરૂં. કાલે પેલા નામધારી સરદાર બળવંતસિંહની સાથે જરા ચકમક ઝરી એટલું જ માત્ર. ત્યારપછી કાંઇ વધુ ઓછું થયું નહિ તે સારૂં થયું."

વિજયસિંહે પૂછ્યું: "પણ ગુરૂરાજ ! આપને હાથે હવે કેમ છે ?"

પોતાના હાથનો પાટો છોડીને જખમ બતાવતાં કાલિકાપ્રસાદ બોલ્યો : "એ ગુજરાતીની તલવારનો જખમ મને બહુ વાગ્યો હતો, પણ આજે કાંઇ એટલી બધી પીડા થતી નથી. પણ એ ઝપાઝપીથી મને કાંઇ લાભ થયો નહિ. મને તલવાર વાગેલી જોતા જ મારા સોબતીઓ લડવાનું કામ છોડીને મારી પાસે આવ્યા અને મને પાછો લઇ ચાલ્યા. જો એ ઘા મને વાગ્યો ન હોત, તો મે તેને પકડયો જ હોત. પેલો સાલો ઉમેદ મારા હાથમાંથી છૂટયો તેથી મને બહુ જ લાગી આવે છે. હશે, વળી જોઇ લેવાશે. તે છોકરાને ગમે ત્યારે પણ પકડીને કાલિકાને તેનું બલિદાન દીધા વિના હું રહેવાનો જ નથી!"

ભભૂતમલ બોલ્યો: "પુણ્યમંદિરમાં ગરબડ થયેલી સાંભળતાં જ શૂરસેન તો તદ્દન ગભરાઇ ગયો, તેને કાંઇક સંશય આવ્યો હોવો જોઇએ એવું તુરત મારા સમજવામાં આવ્યું; તેમ જ પેલો બખ્તરવાળો પણ એકદમ અદૃશ્ય થઇ ગયો તે ઉપરથી પણ તેને શંકા આવી; તે દિવસે આપણને એ કિલ્લામાંથી છોડાવીને દિવાનખાનામાં પૂરી રાખવામાં તે વીરપુરૂષનો શો હેતુ હશે, તે માટે સે

આખો દિવસ વિચાર કર્યા કરતો હતો ! પછી તમે જ્યારે શૂરસેનને બળવંતસિંહની અને એ બખ્તરવાળાની હકીકત કરી, ત્યારે પણ તેને તે બરાબર લાગી નહિ, એમ હુ ધારૂં છું આ સઘળા બનાવામાં કાંઇ પણ ગુપ્તતા રહેલી છે એવું તેને લાગ્યું હોવુ જોઇએ. ”

વિજયસિંહ બોલ્યો : ‘ શૂરસેને શ્યામગઢમાં જવાની પોતાની મરજી દર્શાવતાં જ મને બહુ આનંદ થયો. ”

ભભૂતમલ બોલ્યો : “ પણ તે એટલો ઉતાવળે ગયો ન હોત તો કંઇ હરકત ન હતી. પુણ્યમંદિરના નિવાસીઓ સંબંધે તેના મનમાં કાંઇ પણ શંકા આવી હોવી જોઇએ. પણ ગુરૂમહારાજ ! આપ પેલા બખ્તરવાળા સંબધે જે કાંઇ કહેવાના હતા તે હવે કહો જોઇએ !”

કાલિકાપ્રસાદ બોલ્યો: “ પણ જુઓ, કોઇ અહીં આવે છે. હમણાં એ વાત કરવાનું રહેવા દો ! ”

એટલામા ધર્મશાળાનો રખેવાળ ત્યાં આવ્યો અને તેણે કહ્યું કે જમવાનુ તૈયાર થઇ ગયુ છે. જવાબમાં તેમણે પોતાનાં ભાણાં એક ઓરડીમાં પીરસવાનું જણાવયું કારણકે વીરોત્તમના જાસુસો પોતાને શોધવાને ચોતરફ ફરી રહ્યા હતા એવો ભય તેમના ચિત્તમાં નિવાસ કરી રહ્યો હતો.

જમવા બેઠા પછી ભભૂતમલ બોલ્યો: “કાલ રાત્રે બનેલા બનાવની બહુ ચિંતા મને થયા કરે છે. મને લાગે છે કે પેલા ઉમેદે બળવંતસિંહને પુણ્યમંદિરની સઘળી ખાનગી વાતો કહી દીધી હશે. જો એમ બન્યુ હશે તો—”

“ નારે ના ! ” કાલિકાપ્રસાદ બોલ્યો: “ એ છોકરો પોતાના સોગંદ ભાંગે એમ મને લાગતું નથી. હુ ધારૂં છું કે તેના મનમાં માત્ર નાસી જવાનું જ હતું અને તેથી જ તેણે બળવંતસિંહને

મદદ કરી; કારણકે તેની સાથે એ નિર્ભય રીતે જઇ શકે તેમ હતું. પુણ્યમંદિરમાં આજસુધી કોઇ નાસી ગયું નથી એમ કાંઇ નથી. પણ તેથી કાંઇ બ્હીવાનું કારણ નથી તેણે લીધેલા સોગંદ જ એટલા ભયંકર છે કે તેનું પરિણામ તેના હૃદયમાં ચોંટી ગએલું હોવું જોઇએ. ગમે તેવો મજબૂત હૃદયનો પુરૂષ હોય, તોપણ તે સોગંદ ભાંગી શકે નહિ: આજસુધીમાં કોઇએ પણ એ સોગંદનો ભંગ કર્યો હોય એવું કોઇને સાંભરે છે ખરૂં ? "

" પણ ધારો કે તમારી કલ્પના ખોટી પડી—એ લુચ્ચાએ પોતાના સોગંદ ભાંગ્યા હશે તો ? " ભભૂતમલે પૂછ્યું.

" તો પછી વિકટ પ્રસંગ આવી પડે ! બળવંતસિંહ વીરોત્તમનો મિત્ર છે. તે તેને બધી હકીકત કહ્યા વિના રહેશે નહિ. પછી તો વીરોત્તમ પુણ્યમંદિરનું ખેદાનમેદાન કરી નાખે ! " કાલિકાપ્રસાદ બોલ્યો.

પુણ્યમંદિરનું પોકળ ખુલ્લું થાય ત્યાંસુધી કાંઇ ફીકર નથી ! " વિજયસિંહ બોલ્યો: " પણ હું એમ ધારૂં છું કે બળવંતસિંહને આપણા સંબંધે ઘણી માહિતી મળી હોવી જોઇએ. ખાસકરીને બહારથી મોટી સાધ્વી દેખાનારી સરોજની અંદરથી બદચાલની છે, એટલું જ નહિ, પણ તેની છે, એવું પણ તે ખૂના જાણવામાં આવ્યું હોવું જોઇએ."

આ સાંભળીને ભભૂતમલ અને કાલિકાપ્રસાદ વિજયસિંહના મ્હોં તરફ જોઇ રહ્યા. છેવટે કાલિકાપ્રસાદ બોલ્યા: " આપ તો ખુદ આપની પ્રિયત્તમા સંબંધે જ આવા કઠોર શબ્દો બોલો છો ! "

"નહિ, નહિ ! હું તો એમ કહું છું કે બળવંતસિંહના મનમાં તે વખતે એવા વિચારો આવ્યા હશે ! " વિજયસિંહ બોલ્યો: " પણ મને એ વાતનું મોટું આશ્ચર્ય થાય છે કે પુણ્યમંદિરમાં થએલી એ ગરબડને બીજે જ દિવસે તે સંગમપુર છોડીને ચાલતો કેમ થઇ

ગયો ? જો ત્યાથી ચાલ્યા જવાનો જ તેનો વિચાર હતો, તો આટલી હિંમત કરીને પુણ્યમંદિરમાં આવવાનું તેને શું કારણ હતુ ? પણ કેમ ગુરૂરાજ ! તે સંગમપુર છોડી ગયો છે એ વિષે તો આપની પક્કી ખાત્રી છે કે ? "

" સંગમપુરમાં તે જ્યાં ઉતર્યો હતો, ત્યાં મેં એક ખાસ માણુસ મોકલીને તપાસ કરી, તો તે ઘરવાળાએ એવું કહ્યું કે તે સ્વારે જ શહેર છોડીને ચાલ્યો ગયો." કાલિકાપ્રસાદ બોલ્યો. " મને લાગે છે કે પુણ્યમંદિર સંબંધે તેના મનમાં કાંઇ પણ સંશય નહિ આવ્યો હોય. તેને માત્ર એટલું જ માલમ પડયુ હશે કે પુણ્યમંદિરમાં કેટલાંક ભોંયરાં છે અને તેમાં થઇને દૂર આવેલી બીજી એક ઇમારતમાં જઇ શકાય છે. સરોજિની પાસે હથિયારબંધ માણુસો છે. બહારથી બહુ જ સભ્ય અને ધાર્મિક દેખાનારી એ સ્ત્રી અત્યંત વિલાસી હોવી જોઇએ એટલો જ સંશય માત્ર તેને આવ્યો હશે. વળી તેના જેવો વીર પુરૂષ કોઇની પાસે કદાપિ એમ પણ કહી શકાશે નહિ કે પોતે એ સ્થળે કાંઇ અનિષ્ટ હેતુથી ગયો હતો. તે સિવાય પુણ્યમંદિર સંબંધે વીરોત્તમને ખાતમી નહિદેવામા તેનો એક બીજો હેતુ હોવાનો પણ સંભવ છે, એટલે રાજકન્યા પુણ્યમંદિરમાં છે એ વાત તે જાણે છે, પરંતુ તે વાત વીરોત્તમને નહિ જણાવવામાં જ તેનો પણ લાભ સમાએલો છે. અનેક કારણોને લીધે રાજકન્યા વીરોત્તમના હાથમા જવા પામે એ તેને ઇષ્ટ નથી. "

" હા, એ વાત પણ ખરી જ ! " ભભૂતમલ બોલ્યો: "પણ કદાચ તેના નોકરોનુ શું થયું તે જો તે જાણશે, તો તે તેમને શોધવા માટે-"

" ભલેને એની મરજીમાં આવે એટલી શોધ કરે ! " કાલિકાપ્રસાદ બોલ્યો: " જેવી રીતે નદીનો પ્રવાહ ભૂમિની અંદર ગુમ થાય છે એટલે તેનો પત્તો લાગી શકતો નથી-

"પણ ધારો કે કદાચ તે તે જ પ્રવાહને આધારે મારા કિલ્લા સુધી આવીને અટક્યો, તો ?" ભભૂતમલે પૂછ્યું.

"શું ? તમને એમ લાગે છે તે બળવંતસિંહ એક વાર સ્વદેશ પહોંચ્યા પછી પોતાના ક્ષુદ્ર નોકરોને શોધવા માટે પાછો આવીને તમારા શ્યામગઢને ઘેરો ઘાલશે ? છટ્ ! એવું કદાપિ બને નહિ !" કાલિકાપ્રસાદ બોલ્યો: "હવે થોડી જ વારમાં શ્યામગઢ ઉપર રાજકન્યાના નામનું રાજ્યચિહ્ન ઉભું કરીશું."

થોડી વાર વિચાર કરીને વિજયસિંહ બોલ્યો: "મને લાગે છે કે બળવંતસિંહ ઘણું કરીને આ જ રસ્તે થઇને ગયો હશે કદાચ તે અહીં ઉતર્યો પણ હશે. આપણે રખેવાળને પૂછી જોઇએ તો ખરા ! તેની સાથે બીજુ કોણ કોણ હતુ તેની બાતમી પણ કદાચ આપણને તેની પાસેથી મળી શકશે ! વળી પેલો ઉમેદ તેની સાથે હતો કે નહિ એ જાણવું બહુ જ જરૂરનું છે."

"તેમ જ પેલી અલકકુમારીની ખબર લાગવાની પણ જરૂર છે !" કાલિકાપ્રસાદ ધીમેથી બરબડયો. ચંડિકા ડોસી સાથે કાલિકાપ્રસાદને જે વાતચીત થઇ હતી તે અલકકુમારીએ સાંભળી હોવી જોઇએ એવો મને સંશય હતો, અને તેથી તે પોતાના હાથમાં આવે એવી કાલિકાપ્રસાદની ઉત્કટ ઇચ્છા હતી.

તે કાંઈક ધીમેથી બોલ્યો, એવું જોઇને ભભૂતમલે પૂછ્યુ: "બીજું આપ શું કહો છો, ગુરૂરાજ ?"

"તે કાંઈ બહુ મહત્ત્વની વાત નથી." કાલિકાપ્રસાદ બોલ્યો; "હુ પોતે જ જઇને ધર્મશાળાના રખેવાળને સઘળી વાત પૂછુંછું" એમ બોલતો બોલતો તે ત્યાંથી ઉઠીને ચાલ્યો ગયો.

——x——

# પ્રકરણ ૧૧ મું.

## કાલિકાપ્રસાદ, રખેવાળ અને તેની સ્ત્રી.

સંગમપુરથી શ્યામગઢ સુધી કાલિકાપ્રસાદને સેંકડો વાર આવજા કરવી પડતી હતી: તેથી એ માર્ગપરના પ્રત્યેક ગામડામાં તેને સારી ઓળખાણો હતી; એટલે રસ્તાપર આવતી એક મોટી ધર્મશાળાના રખેવાળ સાથે તેને ઘણો સારો પરિચય હોય એમાં કાંઇ આશ્ચર્યલેખાય નહિ. જ્યારે કાલિકાપ્રસાદ રખેવાળની પાસે ગયો ત્યારે તે તેની સ્ત્રીની સાથે આજે કરેલી કમાણીનો હિસાબ કરતો બેઠો હતો. કાલિકાપ્રસાદને બારણા પાસે આવેલો જોતાં જ રખવાળને બહુ આનંદ આનંદ થયો અને તેણે તુરત જ તેને બેસવાને માટે એક બાજઠ આણીઆપ્યો. કાલિકાપ્રસાદે પૂછ્યું: " કેમ ? આજનો હિસાબ કરો છો કે શું ?" જવાબમાં રખેવાળે લંબાણથી બધુ ખર્ચ ગણાવવા માંડયું પણ કાલિકાપ્રસાદનું ચિત્ત તેમાં નહોતું; તે સમજી ગયો કે રખેવાળને હજી બીજા પૈસાની આશા છે, એટલે તેણે તુરત પાંચ સોનૈયા કાઢીને તેના હાથમાં મેલ્યા. તેનું આ ઔદાર્ય જોઇને રખેવાળ તથા તેની સ્ત્રી બહુ આશ્ચર્ય પામ્યાં. પછી કાલિકાપ્રસાદે પૂછ્યું: "હાલમાં તમારો ધંધો કેમ ચાલે છે ? હમણાં મુસાફરો બહુ આવતા હશે !"

" ના, ના. મુસાફરો ગમે તેટલા આવે પણ અમને ખટાવનારા બહુ થોડા હોય છે, માત્ર પરમ દિવસે એક પ્રવાસી મંડળ આવેલું અને તેથી મને સારી કમાણી થઇ. પણ તેણે તો મોટો અનર્થ કર્યો!" રખેવાળ બોલ્યો.

કાલિકાપ્રસાદે અત્યંત ઉત્સુકતાથી પૂછ્યું: " અનર્થ ? શાનો અનર્થ વળી ?"

" એટલે ? શું એ ખબર હજી સંગમપુર પહોંચી નથી !" રખેવાળે સામો પ્રશ્ન કર્યો.

" પણે એ ખબર કઇ વારૂ ?" કાલિકાપ્રસાદે પૂછ્યું,

" આ ધર્મશાળામાં પરમ દિવસે રાત્રે ખૂન થયાની ખબર!"

" શું ! ખૂન ? અને તે આ ધર્મશાળામાં ? કોનું ખૂન ' કોણે કર્યું " કાલિકાપ્રસાદે અધીરાઇથી એકી સામટા પ્રશ્નો કરવા માડયા.

" એક જુવાન છોકરાનું ખૂન એક અતિશય સુંદર સ્ત્રીએ કર્યું." રખેવાળ બોલ્યો.

" ત્યારે તો એ સ્ત્રી અત્યારે કેદમા જ હશે ! " કાલિકા-પ્રસાદે પૂછ્યું.

" તારે ના : કાંઇ વિલક્ષણ રીતે એકાએક અદૃશ્ય બની ગઇ!" રખેવાળની સ્ત્રીએ કહ્યું.

રખેવાળ બોલ્યો: " ગુરૂરાજ ! સાંભળો. હું સઘળી વાત કહું છું. પરમ દિવસે ઉંચા પોશાક પહેરેલું એક પ્રવાસી મંડળ અહીં ઉતર્યું હતુ તેમાંનો મુખ્ય પુરૂષ કોઇ એક સરદાર હતો. બીજો એક બખ્તરવાળો જુવાન તેમની સાથે હતો, તેણે છેવટસુધી કોઇને પણ પોતાનો ચહેરો બતાવ્યો નહોતો–"

" પણ તેનું કારણ પાછળથી સમજાઇ ગયું." રખેવાળની સ્ત્રી બોલી; " એજ બખ્તરવાળાએ સંગમપુરના કિલ્લામાંથી ત્રણ કેદી રાજાઓને નસાડી મેલ્યા હતા ! "

" એમ કે ? ત્યારે એ સરદારનું નામ તમે જાણો છો કે ? " કાલિકાપ્રસાદે પૂછ્યું.

" હા, હા, તેનું નામ સરદાર બળવંતસિંહ ! " તે બોલી.

" પણ જેનું ખૂન થયું. તે પણ તેમની સાથે જ હશે કે " કાલિકાપ્રસાદે પૂછયું.

" હા, તે તે એક જુવાન છોકરો જ બિચારો હતો—લગભગ વીશેક વર્ષનો હશે. રખેવાળની સ્ત્રી બોલી.

અતિશય આતુરતાથી કાલિકાપ્રસાદે પ્રશ્ન કર્યો " તેનુ નામ શું વારૂ ? "

" ઉમેદ ! " રખેવાળ બોલ્યો.

" જય કાલિકા મા ! " કાલિકાપ્રસાદ આનંદથી બોલ્યોઃ " તારી શક્તિ અગાધ છે ! " તેનો તે આનંદ લક્ષમાં નહિ આવવાથી રખેવાળે તેને પૂછયુ " તે ઉમેદ તમારો ઓળખીતો હશે કે શું ?"

" હા, તે જરા મારી ઓળખાણવાળો હતો, પણ જે સુંદર સ્ત્રીએ તેનું ખૂન કર્યું, તે–" કાલિકાપ્રસાદે પૂછયુ.

રખેવાળની સ્ત્રી વચમા જ બોલી ઉઠીઃ " તે તો કયારનીએ અહીંથી અગીયાર ગણી ગઇ ! "

" પણ તે કોણ હતી વારૂ ? તેનું નામ શું " કાલિકા-પ્રસાદે પૂછ્યું.

" તેનુ નામ લતિકાદેવી પેલી કાળી જમનીની બ્હેન ! " રખેવાળ બોલ્યો.

અત્યંત આશ્ચર્યથી કાલિકાપ્રસાદ બોલ્યોઃ " કોણ લતિકાદેવી ? જમનીની બ્હેન !! તે શુ બળવંતસિંહની સાથે હતી ? વારૂ, તેને પહેલાં સરકારી માણસોએ પકડી અને પછી તે નાસી ગઇ. એમ તમે હમણાં કહ્યું, નહિ વારૂ ?"

" હા, પણ ગુરૂમહારાજ ? આ ખબર સાંભળીને આપને બહુ આશ્ચર્ય થતું લાગે છે. " રખેવાળ બોલ્યોઃ "આપની આ આનંદ-

સૂચક મુખમુદ્રાપરથી લાગે છે કે એ લતિકાદેવી આપની કાંઇક સગી થતી હોવી જોઇએ."

"નારે ના ! તેવુ કાઇ જ નથી." કાલિકાપ્રસાદ ઉતાવળે બોલ્યો: "તેનો અને મારો કાંઇ જ સંબંધ નથી. માત્ર હુ તેના સબંધમાં કેટલીક વાત જાણતો હતો. તેથી આ વાત મને જરા ચમત્કારિક લાગી. એટલુ જ. પણ આ પ્રકાર કેવી રીતે બન્યો, તે હવે સ્પષ્ટ રીતે કહી સભળાવો."

"કહુ છુ. સાભળો." રખેવાળ બોલ્યો: બળવતસિંહ, લતિકાદેવી, પેલો બખ્તરવાળો અને ઉમેદ એ સર્વ મંડળ અહી સાંજે આવી પહોચ્યું. મધરાત્રે લતિકાએ મારી પાસે આવીને બારણાંને ધક્કો માર્યો, એટલે અમે બન્ને માણસ ગભરાતાં જાગી ઉઠયાં. પછી અમને સાથે લઇને તે પેલી બાજુની ઓરડીમાં-જ્યા ઉમેદ સૂતો હતો ત્યાં ગઇ. અમે ત્યાં જઇને જોઇએ છીએ તો તે બિચારો મરણ પામેલો પડયો હતો ! પહેલાં તો અમે બહુ જ ગભરાયાં, પણ જ્યારે તે જ બાઇએ એમ કહ્યું કે મે ખૂન કર્યુ તે, ત્યારે તો અમને બહુ જ આશ્ચર્ય ઉત્પન્ન થયુ. પછી અમે પાસેના ગામમાંથી સરકારી માણસોને બોલાવ્યા. તેમણે તેના ઉપર પહેરો બેસાડયો. તેની બન્ને દાસીઓ તેની સાથે જ હતી. પછી ન્યાયાધીશે કેટલીક તપાસ ચલાવી, એટલે લતિકાદેવીએ પોતાની બહેન પોતાને મળવા આવનાર છે એમ કહીને તે માટે એક પહોરની મુદત માગી. જમનીને અહીં સઘળા ઓળખે છે તે પ્રમાણે હુ પણ તેને ઓળખું છુ પણ તેને વળી એક બહેન છે, એ વાતની તો મને આજસુધી બિલકુલ ખબર નહોતી."

"તેને એક બહેન છે, એ હું જાણું છું." કાલિકાપ્રસાદ બોલ્યો.

" પછી તે દયાળુ ન્યાયાધીશે તેને બે પહોરસુધી એટલે મધ્યાહ્ન થતાંસુધી ત્યાં જ રાખવાનું ઠરાવ્યું. તેની ઓરડીના આગળના બારણાપર એક અને પાછળની બારી પાસે એક એ પ્રમાણે બે પહેરેગીરો બેસાડયા હતા. તોપણ થોડી જ વારમાં તે નાસી ગયાની ખબર એકાએક સાંભળવામાં આવી ! "

કાલિકાપ્રસાદ બોલ્યો " તેણે કદાચ પહેરેગીરોને લાંચ આપી હશે. "

"તેમ નહિ બન્યું હોય એમ હું કાંઇ કહી શકતો નથી. ' રખેવાળ બોલ્યો: " પણ તેને માટે ખાત્રી હતી,"

" વારૂ. પણ ન્યાયાધીશની તપાસનું છેવટ શું આવ્યું ? " કાલિકાપ્રસાદે વચમાં પૂછ્યું.

" કાંઇજ નહિ. " રખેવાળ બોલ્યો. "જમની અહીં આવી તેને અહીંથી જતી મેં મારી આંખોએ જોઈ હતી. તેને પાસેના જંગલ તરફ જતી પણ મેં જોએલી. પહેરેગીરોએ પણ તેને ઓરડીમાંથી ખુલ્લી રીતે બહાર નીકળતી જોઇ હતી. તે બહાર ગઇ એ તો સૌએ જોયુ હતુ; પણ આશ્ચર્યની વાત એ હતી કે કોઇએ તેને અંદર આવતી જોઇ જ નહોતી. "

કિંચિત્ વિચાર કરીને કાલિકાપ્રસાદ બોલ્યો: " એ તો બહુ જ ચમત્કારિક વાત !"

એ વખતે જો તે રખેવાળે કાલિકાપ્રસાદ તરફ જોયું હોત, તો તેના જોવામાં આવ્યું હોત કે કોઇ પણ વાતની ગોઠવણ તેના મગજમાં ચાલી રહી છે. પોતાની વિચારમાળામાં હજી કાંઈક અપૂર્ણતા છે એવું લાગવાથી કાલિકાપ્રસાદે પૂછ્યું: "મને સઘળી હકીકત પહેલેથી છેલ્લેસુધી બરાબર ગોઠવાને કહે જોઇએ ! "

રખેવાળે તેને સઘળી હકીકત બરાબર ગોઠવીને પુનઃ કહી સંભળાવી. ન્યાયાધીશે લખેલી જબાનીઓ પણ તે જાણતો હતો, એટલે તેણે તે પણ કહી. કાલિકાપ્રસાદ વચમાં વચમાં કાંઇક પ્રશ્નો તેને પૂછતો જતો હતો. છેવટે તેનો વિચાર નક્કી થયાબાદ તે બોલ્યો:"હા; તે એમ જ હોવું જોઇએ ! સઘળી વાત હવે સ્પષ્ટ રીતે સમજી શકાય છે. તે બન્ને બહેનોની ગુપ્ત વાત તે એ જ ! અહો ! હું કેટલો મોટો ગાંડો ? ! અત્યારસુધી એ વાત મારા ધ્યાનમાં બિલકુલ આવી નહિ ! રાંડ લુચ્ચી રમણી : હવે તારી સઘળી યુક્તિઓ મારા સમજવામાં આવી ગઇ ! હવે તુ મારા પંજામાંથી કેવી રીતે છૂટી શકે છે તે જોઉં છું!" એમ હળવે હળવે પોતાના મનની સાથે બરબડતો તે ગણીવાર સુધી આશ્ચર્યમાં લીન બની ગયો. તેની એ સ્થિતિ જોઇને ધર્મશાળાવાળાં ધણીધણીઆણીને પણ બહુ નવાઇ લાગી. છેવટે ભાનમાં આવીને કાલિકાપ્રસાદ બોલ્યો: "એ બધું મંડળ મારા પરિચયવાળું છે, એથી જ મને આ વાત સાંભળીને બહુ આશ્ચર્ય લાગે છે !"

"પણ મહારાજ ! પેલા બખ્તરવાળાને પકડવાની હકીકત મેં આપને હજી કહી નથી." રખેવાળે એક રહી ગએલી વાત વળી સંભારી આપી.

" તે કેદમાં છે કે શુ " કાલિકાપ્રસાદે પૂછ્યુ.

આ વખતે રખેવાળની સ્ત્રીને બહુ ઉત્સાહ આવી ગયો તેથી તે જ બોલવા લાગી: "તે કાંઇ કેદમાં નથી. ન્યાયાધીશને કાંઇક શંકા આવી તેથી તેણે થોડીએક તપાસ કરી પણ કાંઇ મજબૂત પુરાવો મળ્યો નહિ, એટલે તેણે તેને માત્ર થોડો નામનો જ દંડ કરીને છોડી દીધો પછી એ બખ્તરવાળો પણ બળવંતસિંહની સાથે ચાલ્યો ગયો.

" પણ તે કોણ હતો એ તે સરદારને ખબર હતી કે નહિ?" કાલિકાપ્રસાદે પૃછ્યું.

" હું ધારૂં છું કે એ કોણ છે તે તે સરદારને બિલકુલ ખબર નહોતી. પોતાની સાથે સિપાઇઓ લઇને અહીં જે સરદાર આવ્યો હતે. તેણે એવું કહ્યું હતું કે તે બખ્તરવાળો પોતાનુ નામ કહેતો હતો નહિ. તેથી બળવંતસિંહને તેનું નામ પૃછ્યું, પણ તેણેએ એવો જવાબ આપ્યો કે તેનુ નામ પોતે પણ જાણતો નહોતો! ફક્ત તેણે એ બખ્તરવાળાના શૌર્ય અને સૌજન્યની જ તારીફ કરી હતી. વળી મરણ પામેલો ઉમેદ સાંજે આવ્યો ત્યારે અહીં વાતચીત કરતો બેઠો હતો. તે પણ એવું જ કહેતો હતો કે એ બખ્તરવાળો કોણ છે તે પોતાને કિંવા પોતાના માલેકને બિલકુલ ખબર નહોતી!"

"એટલે એમ જ હોવુ જોઇએ!" એમ કાલિકાપ્રસાદ પોતાના મનમાં બોલ્યો અને પછી તેણે રખેવાળને કહ્યું: "આપણને અહીં વાતચીત કરવામાં બહુ જ મોડું થયું! વારૂ, પણ અમારી મંડળી તૈયાર થઇ કે નહિ? અમારે સત્વર આગળ જવાનુ છે. જરા બહાર જોનો ખરો!" રખેવાળ બહાર ગયા પછી કાલિકાપ્રસાદે તેની સ્ત્રીને પૃછ્યુ: "લતિકાની પેલી બે દાસીઓનુ શુ થયું?"

"તેઓ તો પછી બળવંતસિંહની સાથે જ જતી રહી', તે બોલી.

પછી તે ત્યાંથી બહાર નીકળતાં પોતાના મન સાથે બોલ્યો: " હાં! હવે સઘળી વાત બરાબર મળતી આવી રહી! રમણી! હવે વીરોત્તમ તારૂં ગમે તેટલું રક્ષણ કરશે, તોપણ હું તો મારૂં વૈર લઇશ જ લઇશ!" પછી સઘળું મંડળ આગળ ચાલવાને તૈયાર થયું કે નહિ તે જોવાને તે ધર્મશાળાના આંગણામાં આવીને ઉભો, તો

ત્યાં એક વિલક્ષણજ પ્રકાર તેના જોવામા આવ્યો. ત્યાં કોઇ એક સ્વાર આવ્યો હતો અને સઘળા ચાકરો તેની આસપાસ એકઠા થયા હતા. એટલામા રખેવાળને પોતાના ઓરડા તરફ પાછો જતો કાલિકાપ્રસાદે જોયો. તેને તેણે પૂછ્યુ: "આ સઘળા માણસો ત્યાંકેમ એકઠા થયા છે? કાંઇ નવો ગોટાળો ઉભો થયો છે કે શું?"

રખેવાળ બોલ્યો: "આ સ્વાર સંગમપુરથી કાંઇ મહત્વની ખબર લઇને આવ્યો છે. આ દેશમાંના સરદારો અને રાજાઓ સાથે લડાઇ કરવાનો પોતાનો નિશ્ચય **વી**રોત્તમે કર્યો છે!"

કાલિકાપ્રસાદ બૂમ મારી ઉઠયો: "શું કહેછે? **વી**રોત્તમમા લડાઇ કરવાનુ સામર્થ્ય—"

"મહારાજ! કૃપા કરીને ઉતાવળે બોલો નહિ. આ એકઠા થએલા માણસોમા **વી**રોત્તમના પક્ષના ઘણા માણસો છે." રખેવાળ બ્હીતો બ્હીતો બોલ્યો.

"એ પણ ખરૂ!" કાલિકાપ્રસાદ બોલ્યો: "પણ સંગમપુરની બીજી કાંઇ ખબર છે?"

"**વી**રોત્તમે કાલે પોતાનું સઘળુ સૈન્ય મેદાનમાં એકઠુ કર્યુ હતું અને તેમણે પોતાનો યુદ્ધ કરવાનો નિશ્ચય તે જ વખતે જાહેર કર્યો હતો." રખેવાળ બોલ્યો.

કાલિકાપ્રસાદ ગંભીર સ્વરે બોલ્યો:"ત્યારે પછી કાલે સ્હવારેજ લડાઇની શરૂઆત કરવી!"

"ગુરૂરાજ!આપ એ શું બોલ્યા?"રખેવાળે આશ્ચર્યથી પૂછ્યું.

"કાંઇ નહિ! હવે શું થશે તે તને તુરત જ ખબર પડશે, પણ અમારૂ મંડળ તૈયાર થયું કે?"

"નાજી." રખેવાળ બોલ્યો: "પણ હવે થોડી જ વારમાં તૈયાર થશે."

કાલિકાપ્રસાદ ધર્મશાળામાં ગયો. ત્યાં તેને સાથી ભભૂતમલ મળ્યો તે બોલ્યો: "ગુરૂરાજ! આપ તો ત્યાં બહુ વખત રોકાયા। કેમ કાંઇ વિશેષ બાતમી મળી?"

'આપણા ઉપયોગની ઘણી ખબર મને મળી છે. પહેલી વાત એ કે ઉમેદ તરફની બ્હીક રાખવાનું હવે કાંઇ કારણ નથી કેમકે હવે તે જીવતો નથી. બીજી વાત અહીંથી એક દિવસની મુસાફરી જેટલે દૂર બળવંતસિંહ છે; તે અહીં ગઇ કાલે ઉતર્યો હતો. ત્રીજી વાત પેલી રમણી તુરત જ આપણા હાથમાં આવશે અને થોડી જ વારમાં આપણે તેનું બળિદાન આપીશું. અને ચોથી વાત વીરોત્તમે આ પ્રદેશના સરદારો સાથે લડાઇ કરવાનો પોતાનો નિશ્ચય જાહેર કર્યો છે!"

ભભૂતમલ બોલ્યો: "આ સઘળી વાત બહુ જ મહત્ત્વની છે. પણ આટલી થોડી વારમાં આ સઘળી બાતમી આપને મળી કેવી રીતે?"

"તે સઘળુ હું પછીથી જણાવીશ. અત્યારે તો આપણે ઉતાવળે ઘોડાપર બેસીને શ્યામગઢનો રસ્તો પકડવો જોઇએ." કાલિકાપ્રસાદે જણાવ્યુ.

ભભૂતમલ બોલ્યો: "આપનુ એ કથન બરાબર છે."

થોડી જ વારમા તેઓ ઘોડાપર સ્વાર થઇને પોતાના પ્રવાસમાં પુન: આગળ વધ્યા.

---

# પ્રકરણ ૧૨ મું.

## વીરોત્તમનું સૈન્ય.

ગત પ્રકરણમાં જણાવ્યા પ્રમાણે કાલિકાપ્રસાદે સાંભળેલી સઘળી હકીકત ખરી હતી. પ્રતાપી **વી**રોત્તમે પોતાનું સઘળું સૈન્ય એક મોટા મેદાનમાં એકઠું કરીને તેની કવાયત તપાસી હતી અને તે જ વખતે સૈન્યના સઘળા સિપાઇઓને ઉત્સાહ સ્ફુરે તેવો ઉપદેશ કરીને તુરતજ લડાઈનો પ્રારંભ કરવાનો પોતાનો વિચાર જાહેર કર્યો હતો.

પહેલાં તો તેણે પોતાના બધા સૈન્યને મેદાનમાં એકત્ર થવાનો હુકમ કર્યો હતો, તે પ્રમાણે સઘળા સિપાઇઓ ત્યાં આવ્યા હતા. શહેરમાંથી પુષ્કળ માણસો લશ્કરની કવાયત જોવાને માટે ગયાહતા, કારણકે વીરોત્તમની રાજ્યપદ્ધતિ શહેરમાંના લોકોને ધીમે ધીમે પસંદ પડવા લાગી હતી **વી**રોત્તમે પહેલાં તો લોકો ઉપર જે કેટલોક જુલ્મી કર હતો તે ઓછો કર્યો. પહેલા સરકારને નામે ગમે તે અધિકારી રૈયતને લુંટવા માંડતો એજ પ્રમાણે રાજ્યકારભાર ચાલી રહ્યો હતો. પણ હવે **વી**રોત્તમે એવું જાહેરનામુ બહાર પાડયું કે લોકોએ રોકડા પૈસા હાથમાં લીધા વિના સરકારને નામે કોઇને કાંઇ પણ ચીજ વેચાતી આપવી નહિ. આથી લોકોને અત્યંત આનંદ થયો.

શહેરની બહાર સૈન્યને એકત્ર થએલું જોઇને તે સંબંધે લોકોના મનમાં હજારો કલ્પનાઓ આવવા લાગી, અને તે સંબંધે જ જ્યાં ત્યાં ચર્ચા ચાલવા લાગી. પણ વીરોત્તમના મનમાં શું હતું એ સામાન્ય લોકોના ધ્યાનમાં કેવી રીતે આવી શકે ? પહેલાંના રાજાના લશ્કરમાં અને આ વીરોત્તમના લશ્કરમાં જમીન–આસમાન જેટલો વિશાળ તફા-

વત હતો. પહેલાંના લશ્કરના સિપાઇઓ દુર્બળ અને ઉદાસ હતા. વખતસર પગાર નહિ મળવાથી તેઓ રાજાપર બિલકુલ પ્રેમ ધરાવતા નહોતા. પણ વીરોત્તમ બરાબર વખતે પગાર આપતો હતો તેથી તેના માણસો પોતાનો જાન કુરબાન કરીને લડતા હતા. વીરોત્તમ પોતે તદ્દન સાદી રીતે વર્તતો હતો અને તેથી તેના લશ્કરમાં પણ બહુ ઢોંગ–ઢોંગ જોવામા આવતો નહિ.

સાંજે અસ્ત થતા સૂર્યના આછા તડકામાં એકસરખો પોશાક પહેરીને વીસ હજાર સૈનિકો જ્યારે સફ સમારીને ઉભા રહ્યા હતા, ત્યારે તે સૈન્યની શોભા બહુજ સુંદર દેખાતી હતી. જ્યાં ત્યાં ચકચકિત તલવારો વિજળીની પેઠે ચમકી રહી હતી. ઘોડાના દાબડાથી અને હણહણાટથી મેઘગર્જનાની પેઠે ગડગડાટ થઇ રહ્યો હતો. સઘળું સૈન્ય એકત્ર થઇને વીરોત્તમની રાહ જોઇ રહ્યું હતું. થોડીજ વારમાં તદ્દન સાદા પોશાકમાં સજ્જ થએલો, મજબૂત શરીરનો પરંતુ એક આંખે આંધળો એવો વીરોત્તમ ફક્ત બેજ અંગરક્ષકોની સાથે આવીને દાખલ થયો.

વીરોત્તમનો પોશાક તદ્દન સાદો હતો. તેના શરીર ઉપર બિલકુલ અલંકારો નહોતા. સોનાની એક કકડી પણ તેના શરીર ઉપર નહોતી. માત્ર તેના હાથની એક આંગળીમાં એક મૂલ્યવાન વીંટી જ હતી. એ વીંટી પણ તેની પોતાની નહોતી. એક વીર નરે તે તેને ભેટ આપી હતી અને તેથી તે તેણે પોતાની આંગળીમાં ધારણ કરી હતી. એ વીર નર પણ સરદાર બળવતસિંહ પોતે જ હતો. તેઓની પહેલવહેલી મુલાકાત વખતે તેમણે પોતાની વીંટીની અદલાબદલી કરી હતી તે વાચકના સ્મરણમાં જ હશે.

વીરોત્તમના મુખ્ય અલંકારો તેનાં શસ્ત્રો જ માત્ર હતાં. તેની

વ્હાલી તલવાર તેના હાથમાં હતી અને પીઠપર તેણે ઢાલ બાંધી હતી. તે મેદાનમાં આવતાં જ તેને સલામી દેવાને એકદમ વીસ હજાર તલવારો મ્યાનમાંથી બહાર નીકળી, જાણે કે પોતાના દરમાંથી ફુંફાડા મારતી નાગિણીઓ એકદમ ડોકાં ઉંચાં કરતી હોયની! પછી બન્ને બાજુએ ગોઠવાએલા સૈન્યમાંના કોઈની સાથે વાતચીત કરતાં, કોઇની પીઠ થાબડતાં, તો કોઇને નેત્રસંકેતથી સામું નમન કરતાં તે એક વાર આખા સૈન્યની પાસે થઇને ચાલી ગયો. પછી આખું સૈન્ય પોતાનું મ્હોં જોઈ શકે એવા ઉંચા સ્થળે ઉભા રહીને અને વીસ હજાર માણસો બરાબર સાંભળી શકે એવા અવાજથી તેણે સૈનિકોને સંબોધીને નીચે પ્રમાણે ભાષણ કર્યું:

“મારા મિત્રો! તમે સઘળા મારાપર પ્રેમ ધરાવો છો, એ જેઈને મને બહુ જ આનંદ થાય છે. તમે મારા એક શબ્દની સાથે જ અહીં એકત્ર થયા છો, એ જોઇને તમારો મારા ઉપરનો પ્રેમ સ્પષ્ટ રીતે મારા જોવામાં આવે છે. મારો વિચાર તમને પસંદ પડશે એવી મને ખાત્રી છે. મિત્રો! આ પ્રદેશમાંના કેટલાક રાજાઓ અને સરદારો ગર્વિષ્ટ બનીને પ્રજા ઉપર કેવો જુલમ કરી રહ્યા છે એ તમે સઘળા જાણો છો. તેઓમાંના કેટલાકના જુલમનો તો તમે અંત આણ્યો છે. કેટલાક સરદારો આપણને અનુકૂળ બની ગયા છે. હજી જે કેટલાક થોડાં રૈયત ઉપર જુલમ કરી રહ્યા છે, તેમનો પણ આપણે થોડા જ વખતમાં નાશ કરીશું. તેઓના જુલમમાંથી લાખો માણસ મુક્ત થઈને તમને આનંદપૂર્વક દુવા દેશે. કેટલાક લુચ્ચા લોકોએ પોતાને ધર્મગુરૂ કહાવીને કેટલાક સરદારોની મદદથી નવાં ધર્તીંગો ઉભાં કર્યા છે. ધર્મને નામે પુષ્કળ કુટુંબોની ખાનાખરાબી કરી નાંખી છે. માત્ર તલ્વારની અણીથી જ તે

સઘળાઓની ખો ભુલાવી દેવી જોઇએ! અત્યારસુધી તેઓનાં એ સઘળાં તોફાનો વિનાહરકતે ચાલુ રહેવાથી તેઓ માનતા હતા કે પોતાને શિક્ષા કરનાર કોઇ છે જ નહિ! રૈયતને તો તેઓ ગુલામના જેવી માને છે! તેટલા માટે, મિત્રો! તેમની બરાબર ખબર લેવી એ આપણી ફરજ છે! ઇશ્વરે આપણને સૌને તેમના નાશના કામમાં જ પ્રવૃત્ત કર્યા છે. આપણે સૌએ ગરીબ પ્રજાના કલ્યાણને માટે યત્ન કરવો જોઇએ. આપણે ઇશ્વરથી ડરીને દુષ્ટોનો વિનાશ કરવા માટે એકત્ર થયાં છીએ, તેથી પરમેશ્વર આપણને આ વખતે સહાય કરશે, એમાં બિલકુલ શકા રાખવા જવું નથી!"

એટલું ભાષણ કરીને વીરોત્તમે મૌન્ય ધારણ કર્યું. પોતાના સૈનિકોનો વિચાર પોતાના વિચારને મળતો જ છે કે કેમ, માટે તે થોભ્યો. સૌએ મોટો આનંદસૂચક ધ્વનિ કરીને એકમતે પોતાની અનુકૂળતા દર્શાવી. સઘળા માણસો શાન્ત થયા પછી પ્રતાપી વીરોત્તમે પુનઃ પોતાનું ભાષણ શરૂ કર્યું. તે બોલ્યો: "પ્રિય મિત્રો! આજે તમારા મુખમાંથી નીકળેલા આ આનંદોદ્દગાર શ્રવણ કરીને મને પણ અત્યંત આનંદ થાય છે. મારૂં હૃદય પ્રેમથી ગળગળું બની જાય છે. હવે તમારૂં પરાક્રમ જોવાનો સમય નજીક આવતો જાય છે. મિત્રો! જુઓ હું મારી તલ્વાર મ્યાનમાંથી બહાર કાઢું છું; કેટલાક જુલ્મી સરદારોએ આ પ્રાંતમાં તોફાનો મચાવવા માંડયાં છે તેમનું નિકંદન થાય, ત્યાંસુધી હું આ તલ્વાર પુનઃ મ્યાનમાં ઘાલવાનો નથી, એવી તમારા સઘળાના પરાક્રમ તથા બળ ઉપર વિશ્વાસ રાખીને હું પ્રતિજ્ઞા કરૂં છું."

એ વખતે વીસ હજાર તલ્વારો મ્યાનમાંથી બહાર નીકળીને ચમકવા લાગી. જે લોકો કવાયત જોવાને ત્યાં એકત્ર થયા હતા, તેઓ-

પણ વીરોત્તમના એ વીરશ્રીયુક્ત ભાષણના શ્રવણથી ઝરાતન ચડયું તે લોકોએ પણ આનંદથી બૂમો પાડીને તેના ભાષણ પ્રત્યે પોતાની સંમતિ દર્શાવી.

કિંચિત્ શાન્તિ વ્યાપ્યા પછી વિરોત્તમ પુનઃ બોલ્યો "મિત્રો આપણે એક વાતમાં બે કામો કરવાનાં છે. એક ધર્મને નામે ધતીંગ ચલાવનારા લોકોને શિક્ષા કરવાનુ અને બીજુ રાજાઓ–સરદારો પ્રજા ઉપર જુલમ કરે છે, તમને કહીશુ તો કદાચ સાચુ પણ નહિ જણાય કે તેઓ સ્ત્રીઓ અને પુત્રીઓ ઉપર પણ જુલમ કરે છે–તેઓને ભ્રષ્ટ કરે છે, તેમને માટે પણ આપણે બદોબસ્ત કરવાનો છે' આપણે કાંઇ નસ્તિક કે શાક્તધર્માવલંબી નથી. આપણે સઘળા સનાતન ધર્માવલંબી છીએ. માટે મિત્રો! તૈયાર થાઓ! આ પ્રદેશમાના પ્રત્યેક કિલ્લા ઉપર આપણી પતાકા ફરકી રહેવી જોઈએ."

વીરોત્તમ પુનઃ જરા થોભ્યો. આખું મેદાન આનંદગર્જનાથી ગાજી રહ્યું હતુ. સઘળા લોકોએ જાન કુરબાન કરીને પણ લડવાનુ સ્વીકાર્યું હતુ થોડી વારે સર્વત્ર શાંતિ વ્યાપ્યા પછી સૌને છાવણીમાં પાછા ફરવાનો તેણે હુકમ કર્યો.

બધા માણસો પુનઃ એકસરખી ગોઠવણથી વીરોત્તમને નમન કરીને પોતપોતાને ઠેકાણે ગયા. શહેરમા જ્યાં ત્યાં લડાઇની જ વાતો શરૂ થઇ ગઇ. જે જે સરદારોના સેવકો અથવા ગુપ્ત જાસૂસો સંગમ પુરમાં હતા, તેઓએ પોતપોતાના માલેકો પાસે જઇ ખબર પહોંચાડવાની વ્યવસ્થા કરી. એજ પ્રમાણે એક જાસૂસે ધર્મશાળામા આવી કાલિકાપ્રસાદને એ ખબર પહોંચાડયા હતા. કોઈ વીરોત્તમની બાજુએ રહીને તો કોઈ સરદારોની બાજુએ રહીને હવે શું કરવુ તે સંબંધી માહોમાંહે વિચાર ચલાવવા લાગ્યા.



# પ્રકરણ ૧૩ મું.



## વીરોત્તમ અને સરોજિની.

તે જ દિવસે સાંજે વીરોત્તમ પોતાના દિવાનખાનામાં બેઠો હતો; તે વખતે તેની આસપાસ કાગળોનો મોટો ઢગલો પડેલો હતો અને તેમાંના કાગળો તે વિચારપૂર્વક વાચતો જતો હતો. તે વખતે તે ત્યાં એકલો જ હતો. દિવાનખાનામાં એક ઝાંખો દીવો બળી રહ્યો હતો. તેને એવી સ્થિતિમા કોઇ જુએ, તો તે જોનારને એમ જ માલુમ પડે કે તે કોઇ ઉંડા વિચારમાં નિમગ્ન બેઠો છે. તે એક કાગળ હાથમાં લેતો, તેને બરાબર વાચતો. પછી તે ઉપર કાંઇ લખતો, અને તે કાગળ નીચે મૂકીને બીજો હાથમાં લેતો, એ પ્રમાણે ક્રમ ચાલી રહ્યો હતો. પછી તે પોતાના મન સાથે બોલવા લાગ્યો: "હા, હવે નક્કી થયું. હવે એમ કર્યા સિવાય બીજો ઉપાય જ નથી. જ્યાંસુધી જીવમાં જીવ છે, ત્યાંસુધી લડાઇ તો કરવી જ. મારૂં બધું સૈન્ય મારી આજ્ઞા બરાબર પાળશે તે વિષે તો કાંઈ જ સંશય નથી. હમણાં તો ગુર્જરાધિપતિ કાંઇ ગરબડ કરે તેવો સંભવ નથી. જો તે દિવસે પેલો બનાવ ન બન્યો હોત, તો આજે મને ઘણો ત્રાસ પડયો હોત. તોપણ તે અંધકારમાં કરેલી વાતને પ્રકાશમા લાવવાની હવે આપણને કાંઈ જ જરૂર નથી. બરાબર એકવર્ષ સુધી તો તે આ દિશા તરફ જોનાર નથી. કારણકે તેની સાથે એવી શરત કરેલી છે. તે પોતાનું વચન પાળશે તે માટે તો મારા મનમાં જરા પણ શંકાને સ્થાન રહેલું નથી. હે ઇશ્વર! આ સઘળો તારો જ ઉપકાર છે. તારી કૃપાથી હું આ પ્રદેશનું રાજ્ય સંપાદન કરીશ."

એમ બોલીને કેટલીક વારસુધી તે સ્વસ્થ રહ્યો. પછી તે એક

કાગળ હાથમાં લઈને બોલ્યો:"માગ તદ્દન નિકટના આ'તજનનું આવું અપમાન! ઠીક છે લુચ્ચાઓ! શાકનો! તમારૂં નિકંદન કર્યા વિના હું રહેવાનો જ નથી! પણ અત્યારે એ વિચાર મારા મનમાં કેમ આવતો હશે હાર? હા! પ્રિયે! આજે ઘણે વર્ષે મને તારૂં સ્મરણ કેમ થતુ હશે વારૂ!"

વીરોત્તમ એક મહાન્ વીર નર હતો ખરો, પણ એ વખતે તેની આંખમાથી અશ્રુધારા વહન કરવા લાગી! તે એક છોકરાની પેઠે રડવા લાગ્યો! જ્યારે તેનુ મન થોડું સ્વસ્થ થયું, ત્યારે તે પુનઃ પોતાના મન સાથે બોલવા લાગ્યો: "ઠીક! અત્યારે એ વિચાર બાજુએ મેલીને પહેલાં શું કરવું તેનો વિચાર નક્કી કરવો જોઈએ મારી પાસેના આ કાગળોનો મારે વિચાર કરવાનો છે. એટલા બધા કિલ્લાઓને એક સામટો ઘેરો ઘાલવાને કેટલું લશ્કર જોઈએ એ પહેલાં નક્કી કરવું જોઇએ. સઘળા કિલ્લા મારા હાથમાં આવવાને હજી ઘણો વખત જોઇશે. તેટલામાટે પહેલાં સંગમપુરની આસપાસ જ નજર ફેરવીને પગને મજબૂત જમાવવો જોઇએ. સંગમપુરની ઉત્તરે આ વિજયસિંહનો કિલ્લો આવેલો છે. તે કિલ્લો પહેલા તો બહુ મજબૂત હતો, પણ અત્યારે તે પડી ગએલો છે. એ કિલ્લો કબ્જે કરવાને બહુ મુશ્કેલી પડવાની નથી. શહેરની બહાર સરોજિનીના મહાલય વિના બીજો એકકે મજબૂત કિલ્લો કે કોટ નથી. એ સરોજિની અત્યંત પરોપકારી સ્ત્રી છે એમ કહેવાય છે, પણ મને તે માટે પૂરતો સંશય છે. એક દિવસ લતિકાની પાસે એ બાઈનું નામ બોલતા જ તે બહુ ગભરાઇ ગઇ હતી. તે ઉપરથી મેં તેને કેટલુંક પૂછ્યુ. પણ નીચું માંથું ઘાલીને તેણે એવુ કહ્યું કે 'મને તે વિષે કશી ખબર નથી,' પરન્તુ તેનું એ કથન માત્ર ઉપલકીઉં જ હોવું જોઇએ એવુ તે વખતે

મને જણાઈ આવ્યું હતું. એ સરોજિની સંબંધે લતિકાને કાંઇ પણ છાની વાતની ખબર હોવી જોઇએ એમ હું ધારૂં છું. લતિકાએ મને પોતાની સઘળી હકીકત કહી છે, પણ તેણે સરોજિની સંબંધે શું ગુપ્ત વાત છે તે મને જાણવા દીધું નથી. પણ એ સંબંધે અત્યારે બહુ વિચાર કરવાની જરૂર નથી. આ પુણ્યમંદિર ઉપર ચોકી પહેરો બેસાડવાની પણ મને કાંઇ જરૂર જણાતી નથી. સરોજિનીનો જૂનો મહેલ જે શહેરની બહાર અગ્નિકોણમાં આવેલો છે, તે સંબંધે વિચાર કરવો જરૂરનો છે. તે સંબંધે મારી પાસે શું લખેલું છે, જરા જોઉં તો ખરો." એમ બોલીને એ કાગળના ઢગલામાંથી તેણે એક કાગળ શોધી કાઢયો અને પછી તે બોલ્યો: "હા, આ જ તે કાગળ. આ મહેલ પહેલાં સરોજિનીનો વંશપરંપરાગત રહેવાનો મહેલ હતો. તે બહુ જ મજબૂત છે. કેટલાક દિવસો પહેલાં તેને વધારે મજબૂત કરવાને માટે સરોજિનીએ કેટલાંક માણસોને કામે લગાડયાં હતાં. એ મહેલમાં કેટલાંક ભોંયરાં છે. તેમાં કેટલાક જુવાન સાધુઓ રહે છે અને તેઓની ઉપર તેમના એક ગુરુની દેખરેખ છે. એ મહેલની આજુબાજુએ પુષ્કળ સ્વારો ફરી રહેલા છે. તેઓના મ્હોં ઉપર કોઇ કોઇ વાર કાળા કપડા બુરખા પણ જોવામાં આવે છે. એ સ્વારો પોતાનાં મ્હોં ઢાંકીને ફરે છે, તે લોકોને ત્રાસ દેવાને ફરે છે કે કાંઇ બીજા કારણને માટે ફરે છે, એ હજીસુધી નક્કી થએલું નથી. મારા વિશ્વાસુ જાસૂસોએ તે સંબંધે આટલી માહિતી મેળવી છે. એમાંનું એકંદર તાત્પર્ય શું છે, તે હવે સરોજિની પાસેથી જ સાંભળવું જોઇએ! કાલે સ્હવારમાં જ એ મહેલને ઘેરો ઘાલવાને પાંચસો માણસો મોકલી દેવાં. એવી રીતે એક વાર યુદ્ધનો પ્રારંભ તો કરી વાળવો ?"

એ પ્રમાણે તેની વિચારમાળા ચાલી રહી હતી, એટલામાં એક

પહેરેગીર અંદર આવ્યો અને **વીરોત્તમને** કહ્યું: " કોઈ બાઇસાહેબ આપવાની મુલાકાતે આવ્યાં છે. "

**વીરોત્તમ** બોલ્યો:"અત્યારે હું મારા કામકાજમાં ગુંચાએલો છું, માટે તેને મારા ખાનગી કારભારી પાસે લઇ જા. "

પહેરેગીર બોલ્યો: " માહારાજ ! મેં તેમને એ પ્રમાણે તો કયારનુંએ કહી દીધું છે. પણ તે કહે છે કે એમને ખુદ આપને જ મળવુંછે."

" તો જા, એને અહીં તેડી લાવ" **વીરોત્તમે** પરવાનગી આપી.

પછી થોડી વારે એક ઉંચા કદની સુંદર સ્ત્રી અંદર આવી. તેણે શ્વેત વસ્ત્રો પરિધાન કર્યાં હતાં અને હાથમાં સૌભાગ્યચિહ્નો નહોતાં, તે ઉપરથી તે વિધવા હતી એમ તુરત જ **વીરોત્તમ** સમજી ગયો. પછી તેણે **વીરોત્તમને** કહ્યું: "મહારાજ ! આપના મહત્ત્વના કામને વખતે હું આપનોઅમૂલ્ય સમય ગાળવા આવી છું,તે માટે હું દિલગીર છુંપણ"

**વીરોત્તમ** તેની તરફ મ્હોં ફેરવીને તેને નિરખી રહ્યો. તે વખતે તે સ્ત્રી ભય પામ્યા જેવી દેખાતી હતી. પછી **વીરોત્તમે** તેને પોતાની સમીપ એક આસન ઉપર બેસવાનું કહ્યું; પણ નહિ બેસતાં તે મર્યાદાપૂર્વક ભીંતને અઢીંગીને ઉભી રહી. પછી પુનઃ તે બોલી:"મહારાજ! જોકે હું આપના વિરૂદ્ધ પક્ષની છું, તોપણ હું આપની પાસે આપની કરૂણાની ભિક્ષા માંગવાને અત્યારે આવી છું. જોકે હું એક સરદારની સ્ત્રી હોઇને આપની શત્રુ છું, તોપણ આપણી વચ્ચે મૈત્રીસંધાન થાય એવી મારી ઇચ્છા છે. મારૂં નામ કદાચિત્ આપે સાંભળ્યું હશે."

" આપનું નામ શું વારૂ ! " **વીરોત્તમે** પ્રશ્ન કર્યો.

અંતરમાં ગભરાએલી પરંતુ બહારથી શાન્ત દેખાતી **સરોજિની** બોલી: " મારૂં નામ **સરોજિની** ! "

"કોણ સરોજિની !" વીરોત્તમ આશ્ચર્યથી બોલ્યો: " તમે આવ્યા તે પહેલાં થોડી જ વારે તમે મને સાંભર્યાં હતાં."

" શું ! હું આપને સાંભરી હતી ?" સરોજિની આશ્ચર્યથી બોલી. પણ અત્યારે તે મનમાં એટલી બધી ગભરાએલી હતી કે તેનો પ્રભુજ તે જાણતો ભલો હતો !

તેની એ સ્થિતિ વીરોત્તમ જાણી ગયો હતો, પરન્તુ તે બહારથી નહિ દર્શાવતાં તે બોલ્યો: "હા બાઇસાહેબ ? હું તમારા સંબંધે જ વિચાર કરતો હતો. કાલે સ્હવારે જ આપના મહેલવાળો કિલ્લો માંગવાને માટે હું આપની પાસે કેટલાંક માણસોને મોકલવાનો હતો !"

એ સાંભળતાં જ તેના મનને કિંચિત્ શાંતિ ઉત્પન્ન થઇ. તે મનમા બાલી: તો પછી પેલી રમણીએ કિંવા લતિકાદેવીએ પોતાના સોગંદ ભાગ્યા નથી એમ જણાય છે !"

વીરોત્તમ બોલ્યો: " બાઇ ! આપ ભય પામશો નહિ. મારાં માણસો આપના મહેલમાં રહેશે તો તેથી આપને જરા પણ ઇજા થવા પામશે નહિ. જેવી રીતે તમે અત્યારે તમારા મહેલમાં રહો છો, તેવીજ રીતે રહી શકશો:"

તેણે પૂછ્યું." પણ આપ આપનું સૈન્ય મારા મહેલમાં શામાટે મોકલો છો ! મારા જેવી અબળા આપને શું નુકસાન કરવાની છે ?"

"બાઇ ! મે એકવાર તમને કહ્યું છે કે હું તમને જરા પણ નુકસાન કે ઇજા કરીશ નહિ. તેવીજ રીતે મારા લશ્કરના પોષણનું ખર્ચ પણ હું તમારે શિરે મૂકીશ નહિ." વીરોત્તમ બોલ્યો.

" તોપણ એમ ન થાય તો સારું, જેવી મારી ઇચ્છા છે અને તેટલા માટે જ હું આપની પાસે આવી છું. મારા શબ્દોપર આપ વિશ્વાસ રાખી શકો ?"

" મને દિલગીરી સાથે કહેવું પડે છે કે એમ બની શકશે નહિ." વીરોત્તમ બોલ્યોઃ " મારે મારૂં કર્તવ્ય કરવું જ જોઇએ. તમે પૂર્વના રાજાના સરદારો માંહેનાં છો, એટલે તમારી અને અમારી વચ્ચે શત્રુતા રહેલી છે. વળી તમારો કિલ્લો મજબૂત છે, તેમાં ભોંયરાં છે અને તેની આસપાસ ઘોડેસ્વારો બુરખો પહેરીને ફરતા વારવાર જોવામાં આવે છે. "

આ શબ્દો સાંભળતાં સરોજિનીને પોતાપર વિજળી પડયા જેવું થયું' તેના આખા શરીર ઉપર ગભરામણને લીધે પરસેવો છૂટયો. વીરોત્તમે એ શબ્દો એક કાગળના ટુકડા તરફ જોઇને કહ્યા હતા. હવે તેણે તેમાંથી નજર ઉપાડીને સરોજિનીના મ્હોં સામે જોયું તો તે પોતાની ગભરામણ છુપાવવાને યત્ન કરી રહી હતી. તે ઉપરથી તેને માટે પૂર્ણ સંશયયુક્ત થઇને વીરોત્તમ બોલ્યોઃ " બાઇ ! મારો નિશ્ચય જરા પણ બદલાશે નહિ. જેમ બને તેમ ઉતાવળે મારે આપનો કિલ્લો સર કરવો છે ! "

તદ્દન ગર્વગલિત બની જઇને સરોજિની બોલીઃ " મહારાજ ! આપનું સૈન્ય જો એકદમ મારા કિલ્લામાં પેસશે, તો મારા જાનમાલનું ઘણું નુકશાન થશે ! "

વીરોત્તમ બોલ્યોઃ " નહિ ! તે તમારી એક પણ ચીજને કે એક પણ માણસને હાથ અડકાડશે નહિ. ફક્ત મારૂં લશ્કર ત્યાં રહેશે. તમે તો પુણ્યમંદિરમાં જ રહો છો, એટલે મારા સૈન્યથી તમને કશી હરકત થવાની નથી."

સરોજિની અતિશય ગભરાઇને બોલીઃ " મહારાજ ! આપનો એ નિશ્ચય શું કોઇ પણ રીતે બદલાશે નહિ ? "

વીરોત્તમ બોલ્યોઃ " તમારા મનમાં શું છે તે હું જાણી ગયો છું. પણ મને કહો જોઇએ વારૂ, હું તમારાપર વિશ્વાસ ધરાવું, તે માટે તમે મને શી ખાત્રી આપી શકશો ?"

સરોજિનીના મનમાં કાંઇક નવો જ વિચાર ઉત્પન્ન થયો અને તે બોલી: " આપ શું કહો છો ? હું આપની સાથે શત્રુતાથી નહિ વર્તતાં મિત્રતાથી વર્તું, તે માટે આપને કાંઇ પ્રમાણ જોઇએ છે શું ?"

તેના એ શબ્દો ઉપરથી વીરોત્તમની ખાત્રી થઇ કે આત્મરક્ષણને માટે તે અત્યારે પોતાની કોઇ પણ તરેહની શરત માન્ય કરશે ! તે બોલ્યોઃ " હા, હું મારૂં સૈન્ય તૈયાર કરીને યુદ્ધનો નિશ્ચય કરી બેઠો છું; તેવે વખતે શત્રુ તરફથી પૂર્ણ ખાત્રી મળ્યા વિના તેના ઉપર વિશ્વાસ રાખવો એ મોટા જોખમનું કામ છે !"

" પણ મારા જેવી સ્ત્રી તરફથી આપને કાઇ પણ જાતનું નુકસાન થવાનો સંભવ નહિ હોય, છતાં આપને કાંઇ પ્રમાણ જોઇએ છે, તે માટે મને—" સરોજિની બોલી.

" તે ગમે તેમ હો. મેં લડાઇનો આરંભ કર્યો છે એટલે હવે મારાથી શત્રુના પક્ષનાં માણસો ઉપર બિલકુલ વિશ્વાસ રાખી શકાય નહિ." વીરોત્તમ બોલ્યો.

" હા, આપે લડાઇનો પ્રારંભ કર્યો છે, એ હું જાણું છું, અને તેથી જ હું આપને શરણે આવી છું. જોકે એક પક્ષને છોડીને બીજા પક્ષનો સ્વીકાર કરવો લાંછનપ્રદ છે, તોપણ આ પ્રસંગે તે મેં સ્વીકાર્યું છે." સરોજિની પોતાને ખરાબ લાગ્યું હોય એવું મ્હોં કરીને બોલી.

" વારૂ, તમે કાંઇ પ્રમાણ આપવાને તૈયાર નથી શું ?" વીરોત્તમે પૂછ્યું.

" જ્યારે હું સ્વપક્ષ છોડીને પરપક્ષમાં મળવાને તૈયાર થઇ

છું, ત્યારે પછી મારે આપને બની શકતી મદદ કરવી જ જોઇએ. પરન્તુ હું જે મદદ કરીશ, તેનો યોગ્ય બદલો માંગવાનો મને અધિકાર છે." સરોજિનીએ જરા મન ખેંચતાં કહ્યું.

" એ તો ઠીક, પણ તમે મને શી મદદ કરશો અને મારે તમને તેનો શો બદલો આપવો, તેનો ખુલાસો તમે કરો, એટલે પછી હું 'હા' કે 'ના'નો જુવાબ આપીશ." વીરોત્તમે જવાબ આપ્યો.

" વારૂ." સરોજિની બોલીઃ " પણ મારી સાહાય્યની જરૂર આપને ન જણાય, તો આપ આજની વાતચીત ગુપ્ત રાખશો, એવી રીતે કે જાણે એ વાત આપને કાને જ આવતી નહોતી, એવી રીતે આપ વર્તશો, એવું મને વચન મળવું જોઇએ."

" એવું હું વચન આપું છું." વીરોત્તમ બોલ્યો.

" તો પછી પહેલાં હું મારી શરતો જણાવું છું. તે જો આપને કબુલ હોય તો હું આપને કેવી મદદ કરીશ તે હું આપને કહીશ. નહિતો આપને કાંઇ પણ વાત કહેવાની જરૂર નથી." સરોજિની બોલી.

" તોપણ ચાલશે ! " વીરોત્તમ બોલ્યોઃ " તમારી શરતો કેવી છે તે કહો. "

" કહું છું, સાંભળો. પહેલી શરત એ કે-આપે મારા કિલ્લામાં અગર મહેલમાં આપનાં માણસોને મોકલવાં નહિ, કિંવા ત્યાં કોણ રહે છે તેની તપાસ કરવી નહિ. બીજી શરત એ કે-મારી પોતાની જે મિલ્કતો છે તે ઉપર આપે આપનો હક્ક લગાડવો નહિ. ત્રીજી શરત એ કે-આજસુધીમાં મારે હાથે કોઇ પણ રીતે જે કાંઈ અપરાધો થયા હોય તેની ક્ષમા કરવી, અને છેવટની શરત એ કે-હું જે એક સરદારનું નામ આપું તેને પણ આપે ક્ષમા કરવી અને તેને કશી હરકત કરવી નહિ. એ મુજબ મારી શરતો છે." સરોજિની બોલી.

" બાઈ ! તમારી આ શરતો એવી છે કે તેના બદલામાં મને કાંઇ પણ મોટો લાભ થવો જોઇએ. જો મને સારી પેઠે ફાયદો થતો હશે, તો હું એ વાત કબુલ કરીશ."

સરોજિની આનંદિત થઇને બોલી: " હું આપને જે મદદ કરવાની છું, તેની આપે સ્વપ્નામાં પણ કલ્પના કરી હશે નહિ. મારી મદદના બદલામાં એ શરતો કાંઇ જ હિસાબમાં નથી ! "

" પણ તે મદદ કેવી છે તે તો એક વાર મને જણાવો ! " વીરોત્તમે કહ્યું.

સરોજિની ગંભીરતાથી બોલી: " રાજકન્યા ચંદ્રપ્રભા અને તેનો સઘળો ખજાનો આપને આપવાનું સામર્થ્ય મારામાં રહેલું છે ! "

" તો પછી આપના તે કિલ્લામાંનાં ભોંયરાંનો આપે બહુ સારો ઉપયોગ કર્યો લેખાશે ! " વીરોત્તમ આશ્ચર્યથી બોલ્યો.

" મહારાજ ! હું સોગદ લઇને કહું છું કે રાજકન્યા કિંવા તેનો ખજાનો અત્યારે મારા કિલ્લામાં કે મારા મહેલમાં નથી. ઇચ્છા હોય તો તે બન્ને સ્થળની જડતી લ્યો. જો મારાપર આપનો વિશ્વાસ હોય તો રાજકન્યા અને ખજાનો અત્યારે ક્યાં છે તે હું કહું. પણ મારા મહેલની જડતી લેવાની જ આપની ઇચ્છા હોય, પછી આપણી વાતચીત પૂરી થઇ ! " સરોજિની બોલી.

કિંચિત્ વિચાર કરીને વીરોત્તમ બોલ્યો: " વારૂ, તમારી શરતો હું કબૂલ કરૂ છું."

" તો પછી મને તે માટેનો આપનો હસ્તલેખ મળવો જોઇએ." સરોજિનીને લાગ્યું કે એથી વીરોત્તમ ગુંચવાય છે, એટલે તે આગળ બોલી: " આ વાત મારો જીવ વેચવા જેટલી ગંભીર છે. એટલે મારે સઘળી ચોકસી તો કરવી જ જોઇએ."

એ પ્રમાણે તેના નિશ્ચયપૂર્વક શબ્દો સાંભળીને વીરોત્તમ બોલ્યો: " એ તમારી વાત ખરી છે, બાઇ ! "

પછી એક કાગળના ટુકડા લઇને વીરોત્તમ સરોજિનીની તે ચારે શરતો તે ઉપર લખી અને પછી તે કાગળ સરોજિનીએ વાંચ્યો. તેણે તે માટે પોતાની પસંદગી દર્શાવ્યા પછી વીરોત્તમે તેના ઉપર પોતાની સહી કરી.

" આજથી આઠ દિવસની અંદર રાજકન્યા અને તેને ખજાનો આપના હાથમાં લાવી આપીશ !" તે કાગળ બરાબર જાળવીને સરોજિની બોલીઃ " ત્યાંસુધી આપણી આ વાતચીત ગુપ્ત જ રાખજો.

એક કાગળ તરફ જોતાં વીરોત્તમ બોલ્યોઃ " તે માટે તમે હવે કાંઇ ચિંતા કરશો નહિ."

" ત્યારે હવે હું જઉં છું." એમ કહીને આડી આંખે વીરોત્તમ તરફ જોતી સરોજિની ત્યાંથી ચાલી ગઇ.

મધરાત થતાં સુધી વીરોત્તમ એકલો જ બેઠો હતો. પછી ઉંઘી જવાના વિચારથી તેણે પોતાની પાસેના સઘળા કાગળો એકઠા કર્યા, અને હવે તે પલંગઉપર સૂવા જતો હતો, એટલામાં પહેરેગીરે ખબર આપ્યા કે ' એક જાસૂસ આવ્યો છે." એ જાસૂસ ઉમેદનું ખૂન કરનારની તપાસ ચલાવનારા ન્યાયાધીસ તરફથી આવ્યો હતો. તેની સાથેના પત્રમાં ઉમેદના ખૂનની અને લતિકાદેવીના પલાયનની હકીકત લખેલી હતી. તેમ જ રાજકેદીને છોડાવનાર બખ્તરવાળો માણસ પકડાયો હતો, પરંતુ બળવંતસિંહે પોતાની વીંટીના બળથી તેને મુક્ત કરાવ્યો, એ સંબંધી હકીકત પણ તે પત્રમાં લખેલી હતી. આ ઉપસ્થિત થએલા બદન નવા પ્રકરણ ઉપરથી વીરોત્તમને બહુ જ આશ્ચર્ય લાગ્યું. તેને લતિકાદેવીને માટે બહુજ ખરાબ લાગ્યું. તેનું મન ગુંચવાઇ જવાથી તેણે પોતાના નાના દિવાનખાનામાં આમથી તેમ ફેરા ફરવા માંડયા. તેના વદન ઉપરથી કઠોરતા નાશ પામી ગઇ, અને તે તદ્દન ઉદાસીન

દેખાવા લાગ્યો. પછી તેણે પોતાના મન સાથે કાંઇ નિશ્ચય કર્યો. તેણે એક લશ્કરી જમાદારને હાક મારી અને હુકમ ફરમાવ્યો કે " બાર સ્વાર સાથે લઇને તું અત્યારે ને અત્યારે નીકળી પડ શ્યામગઢની નજીકમાં જ ક્યાંક બળવંતસિંહ હશે તેને મળજે અને તેની સાથે જમની પ્રવાસ કરી રહી છે તેને એકદમ કેદ કરીને મારી પાસે લઇ આવ. જા, સંભાળજે, જોખમનું કામ છે. તે કાંઇ કાંઇ ધમકીઓ આપશે, પગે પડશે, દયા માંગશે, પરન્તુ તેનું જરાએ સાંભળ્યા વિના તેને અહીં જ પકડી લાવજે. જા, જલ્દી કર; તે આપણી હદમાંથી છટકી જાય નહિ ! "

પછી તે જમાદાર નમન કરીને ત્યાંથી જવાને નીકળ્યો, પરંતુ એટલામાં કાંઇ વિચાર મનમાં આવવાથી વીરોત્તમે તેને પાછો બોલાવ્યો અને કહ્યું: " જરા થોભ, હું કહુ છુ તે બરાબર સાંભળી લે. સરદાર બળવંતસિંહ બહુ પરાક્રમી છે. જમનીને પકડી જવાનો તને શો અધિકાર, એમ તે પૂછશે. તે સિંહના જેવો બળવાન છે. તે પોતાની જાતનો પણ વિચાર નહિ કરતાં તારી સામો થશે. જો તે લડવાને માટે તારી સામે થાય અને હાથમાં તલવાર લે, તો પછી માત્ર એક ચિઠ્ઠી હું તને આપું છું તે તેને બતલાવજે." એમ કહીને વીરોત્તમે એક નાની ચિઠ્ઠી લખી અને તેને એક નાની રેશમી થેલીમાં નાંખીને તેના ઉપર પોતાના નામની મહોર મારી. પછી તે જમાદાર એ થેલી લઇને બહાર નીકળ્યો અને આ બાજુએ વીરોત્તમ બિછાનામાં પડ્યો.

પ્રીય વાંચક આ વારતાનો અધુરો ભાગ બહાદુર બળવંતસિંહ નામની ચોપડીમાં જુવો.



## વૈદકનાં પુસ્તકો કેવળ સંસ્કૃત તથા સંસ્કૃત ટીકાવાળાં.

| | |
|---|---|
| ત્રીશતી—પં. વૈદ્યવલ્લભભટ્ટ વિરચિત-સંસ્કૃત તથા હિન્દી ટીકામાં | ૨) ૦–૬ |
| દ્રવ્યગુણ સંગ્રહ— | ૧ાા ૦–૪ |
| ધન્વતરી નિઘંટુરાજનિઘંટુ સહિત— | ૧૦) ૧–૮ |
| તિદિાનદિપિકા— | ૬) ૦–૧૨ |
| ભાવપ્રકાશ—મુલમાત્ર | ૬) ૧–૦ |
| ભૈષજ્ય રત્નાવલી—સંસ્કૃત ટીકા સહિત. | ૫) ૦–૧૪ |
| મદનપાલ નિઘંટુ—મુલમાત્ર. | ૨) ૦–૫ |
| માધવનિદાન—મધુકોષ તથા આતંગ દર્પણ ટીકા સહીત ( ઝીણા અક્ષરની ) | ૩) ૦–૮ |
| માધવનિદાન— ,, ,, (મોટા અક્ષરની) | ૫ાા ૦–૧૪ |
| યોગરત્નાકર—મુલમાત્ર. | ૨ાા ૦–૫ |
| રસરત્ન સમુચ્ચય—મુલમાત્ર | ૩ાા ૦–૮ |
| રસહૃદય તંત્ર—શ્રી ગોવિંદ ભગત્પાદાચાર્ય, ચતુર્ભુજ વીરચિત વ્યાખ્યા સહિત. | ૨) ૦–૪ |
| રસપ્રકાશ સુધાકર—શ્રી યશોદર વિરચિત. | ૨) ૦–૪ |
| રસસાર—શ્રી ગોવિન્દાચાર્ય વિરચિત. | ૧ાા ૦–૪ |
| રસેંદ્રચિન્તામણી–રસરત્નાકર–સહિત | ૧૦) ૧–૮ |
| રસાયણસાર—મુલમાત્ર. | ૭) ૧–૪ |
| રસેં[illegible]ણ સંગ્રહ— | ૩) ૦–૧૦ |
| રાજ નિઘંટુ—મુલમાત્ર | ૩ાા ૦–૮ |
| રાજમાર્તંડ તથા નાડીપરિક્ષા— | ૧ાા ૦–૪ |
| વંગસેન—મુલમાત્ર | ૮) ૧–૮ |

| | | |
|---|---|---|
| **વીરસિંહાવલોકન**—કર્મ વિપાકાદિ વિષય છે. | રાા | ૦–૧૦ |
| **વૃન્દમાધવ**—સંસ્કૃત ટીકા સહિત | ૧૦ | ૨–૦ |
| **વૈદ્યજીવન**—સંસ્કૃત તથા હિન્દી ટીકા સહિત. | ૨ | ૦–૪ |
| **વૈદ્યમનોરમા**—કાલીદાસ વૈદ્ય વિરચિત. | ૦ાા | ૦–૩ |
| **વૈદવિનોદ સંહિતા**—પ્રાચિન ચિકિત્સા ગ્રંથ પરમ ઉપયોગી છે. | ૨) | ૦–૯ |
| **શારંગધરસંહીતા અંજનનીદાનસહિત**—મુલમાત્ર. | ૧ા | ૦–૪ |
| **શારંગધર સંહીતા**—દીપિકા તથા ગુઢાર્થ દીપિકા એમ બે સંસ્કૃત ટીકા સહિત. | ૫) | ૦–૧૪ |
| **સુશ્રુતસંહિતા**—મુલમાત્ર. | ૬) | ૧–૪ |
| **સુશ્રુતસંહિતા**—ડલ્હણાચાય ટીકાસહિત. | ૮) | ૧–૧૨ |
| **હારિત સંહિતા**—મૂલ. | ૩) | ૦–૧૦ |

## કામશાસ્ત્રનાં સંસ્કૃત પુસ્તકો.

| | | |
|---|---|---|
| **અનંગરંગ**—મહાકવિ કલ્પાણમલ્લ વિરચિત | ૨) | ૦–૪ |
| **કન્દર્પચૂડામણિ**—વીરભદ્ર વિરચિત (છપાય છે) | | |
| **કામસૂત્રમ**—શ્રી વાત્સાયન મુનિ પ્રણીતં અને જયમંગલ ટીકા સહિત | ૮ાા | ૦–૧૦ |
| **કુચિમાર તંત્રમ**—શ્રી કુચિમાર મુનિ પ્રણીતમ | ૦ા≈ | ૦–૨ |
| **પંચસાયક**—શ્રી કવિશેખર જ્યોતીશ્વરાચાર્ય વિરચિત | ૩ાા | ૦–૬ |
| **રતીરહસ્ય**—(કામશાસ્ત્ર) કોકપંડિત કૃત. | ૩ાા | ૦–૮ |

## વૈદકના પુસ્તકો સંસ્કૃત સાથે હિન્દુસ્તાની ટીકા સહિત.

| | | |
|---|---|---|
| **અષ્ટાંગહૃદય**—વાગભટ્ટ વૈદકનો સર્વમાન્ય પ્રાચિનગ્રંથ, | ૧૦) | ૨–૦ |
| **અર્કપ્રકાશ**—રાવણકૃત અર્ક ખેંચવાની ઉત્તમક્રીયા સાથે. | ૧ાા | ૦–૫ |

અનુપાનદર્પણ—કયા રોગ ઉપર કયું પાન યોગ્ય છે. ૧। ૦-૪
અનુભૂતયોગાવલી—અનુભવસીદ્ધ ઔષધો વર્ણવેલા છે, ૧) ૦-૨
અજીર્ણ મંજરી—અજીર્ણનો વિષય થોડામાં સારો
સમજાવ્યો છે. ૦।≈ ૦-૨
આદિશાસ્ત્ર—સ્ત્રીપુરૂષના યોગ્યવિવાહ લક્ષણ કોકશાસ્ત્ર ૧। ૦-૪
આયુર્વેદખંડ—વેદ વ્યાસ વિરચિત અતીપ્રાચીન ગ્રંથ. ૦॥≈ ૦-૨
આયુર્વેદ ચિન્તામણી—(મીશ્ર નિઘંટુ) સર્વસંગ્રહ છે. ૩) ૦-૮
આયુર્વેદ સુષેણસંહિતા—સર્વપદાર્થોના ગુણદોષ છે. ૧॥ ૦-૫
ઔષધિ પિયુષ— ૩) ૦-૮
અંજન નિદાન—રોગોના નિદાન સરળતાથી
આપેલા છે. ૦॥। ૦-૩
કલ્પ પંચક પ્રયોગ—આમા ઉત્તમ પાંચ કલ્પો છે. ૦।- ૦-૨
કામકુતૂહલ—શારીરિક પુષ્ટાના સારા ઉપાય છે. ૦॥ ૦-૨
કામરત્ન—વાજીકરણ તથા વશીકરણ વીગેરે બાબતોનો
સંગ્રહ. ૩) ૦-૬
કાળજ્ઞાન—ભૂત, ભવિષ્ય અને વર્તમાનનું જ્ઞાન થાય છે. ૦।≈ ૦-૨
કયાખુબડિબિયા—ઉપયોગી ઔષધોની સારી માહેતી ૦॥। ૦-૨
કુમારતંત્ર—રાવણકૃત બાળકો ઉપયોગી ઔષધો
સારા છે. ૦॥। ૦-૨
કુટમુદ્દગર—નાનો ઉપયોગી ગ્રંથ. ૦। ૦-૨
ગૌરી કાંચલીકા તંત્ર—તંત્ર, મંત્ર અને દવા-
ઓની માહિતી. ૦॥। ૦-૨
ચક્રદત્ત—વર્તમાન કાલાનુસાર ઉત્તમ ઔષધીઓ પા ૦-૧૪
ચરકસંહિતા—વૈદકશાસ્ત્રનો પ્રાચીન ગ્રંથ ખાસ ઉપ-
યોગી છે. ૧૨) ૨-૮

**ચર્ચાચંદ્રોદય**—વ્યંજન બનાવવાની ક્રીયા સારી છે. ૩) ૦–૧૦
**ચિકિત્સા અંજન**—ભંગદરાદિ કઠીન રોગની ઉત્તમ ચિકીત્સા. ૧) ૦—૩
**ચિકિત્સા સમુહ**—અર્થાત સફરી વૈદ્ય આમાં ઘોડા, ઉંટ, હાથી ગાય, બેલ તથા ભેંસોના રોગ અને તેની અનુભવેલી દવા છે. ૧॥ ૦—૪
**જ્વરતિમિરનાશક**—સર્વ પ્રકારના ઐાષધોને સંગ્રહ ૧॥ ૦—૪
**ત્રીશતી**—વૈદ્યવલ્લભ ભટ્ટ વિરચિત સંસ્કૃત તથા હિન્દુસ્થાની ભાષાની ટીકા સહિત. ૨) ૦—૪
**દ્રવ્યગુણશતક**—વનસ્પતિઓના ગુણદોષ વર્ણવેલા છે. ૦॥ ૦—૨
**દ્રવ્યગુણ બડા**—વનસ્પતિઓના ગુણ દોષનું મોટું પુસ્તક. ૧॥ ૦—૪
**ધનવંતરી વૈદક**—વૈદક વિષયમાં આ પુસ્તક ધનવંતરી છે. ૯) ૧—૮
**નપુસક મૃતાર્ણાવ**-વાજીકરણના તેલ લેપાદિ પ્રયોગો છે. ૧॥ ૦—૬
**નપુસક સંજીવની**—તૈલ, લેપ, ધ્રુત વીગેરે વાજીકરણ પ્રયોગો ઉત્તમ છે. ૦॥।= ૦-
**નયનાનંદબોધીની**—નેત્રોસબંધીનું ઘણું સારૂં પુસ્તક ૨॥ ૦–૬
**નાડીજ્ઞાન તરંગિણી**—અનુપાન તરંગિણી સહિત નાડીજ્ઞાનનું આ પુસ્તક સર્વોત્તમ છે. ૧॥ ૦–૩
**નાડીદર્પણ**—નાડી જોવાના પ્રકાર છે. ૭॥। ૦–૩
**નાડીવિજ્ઞાન**—નાડી સંબંધી નાનું પુસ્તક. ૦। ૦–૧
**પથ્યાપથ્ય**—પથ્ય કુંપથ્યથી થતી લાભહાની આમાં જણાવી છે. ૧। ૦–૪

મહર્ષિ કૃષ્ણ દ્વૈપાયન વ્યાસ પ્રણિત.

# કલ્કિ ચરિત્ર.

## હવે પછી થનારાં શ્રી વિષ્ણુ ભગવાનના દશમા અવતારનું સંપૂર્ણ ચરિત્ર.

મૂળ સંસ્કૃત શ્લોક ને નીચે સરળ ગુજરાતી અનુવા ફુટનોટમાં ખટશાસ્ત્ર અને અઢાર પુરાણોનુ દોહન કરી આપેલી અગત્યન ટીકા આપેલી છે શ્રી કલ્કિચરિત્ર ધર્મ, અર્થ કામ અને મોક્ષ આપનાર છે. કલ્કિચરીત્ર વાર્તા અને નાટકની પેઠે રહસ્યમય કલ્કિચરિત્ર ઇતીહાસ ભૂગોળ અને મનુષ્ય ચરિત્રના આદર્શ રૂપ । કલ્કિચરિત્ર ભવિષ્યના ઇતિહાસની ઋષિગણકથિત આશ્ચર્યમય ભવિષ્યવાણી છે. કલ્કિચરિત્ર પઠન કરવાથી રૂપમંડળની બુદ્ધિ શક્તિના, ભવિષ્યના દેખાવના આશ્ચર્યથી પણ આશ્ચર્ય, અસંભવથી પણ અસંભવ સત્ય સમાચાર જાણવામાં આવે છે. કલ્કિ ચરિત્રના વાચનથી સનાતન આર્ય ધર્મના પ્રાચીન ઇતિહાસ પ્રત્યક્ષ થાય છે. તે ઉપરાત વળી વેદક્ષ બ્રાહ્મણોથી લઇ કલિયુગ સુધીના બ્રાહ્મણોની સમસ્ત જાતિયોની અને સમસ્ત આશ્રમોની ક્યાંસુધી અવનતિ થઇ તે સ્પષ્ટ જાણી શકાય છે. કલ્કિ ચરિત્ર યથાર્થ સનાતન હિંદુ ધર્મ શું છે. એ શીખવે છે.

પ્રત્યેક કથા કરનાર વ્યાસજીઓ, સન્યાસીઓ, ધર્મ પ્રચારકો તેમજ સનાતન હિંદુ ધર્માવલંબીઓ અને ધર્મ જીજ્ઞાસુ જનોને તેની એક પ્રત ખાસ ખરીદવાની આવશ્યક્તા છે. પાકું પુઠું ગ્લેજ કાગળ. **કિંમત રૂ. ૩ા પોસ્ટેજ માફ.**

મળવાનુ ઠેકાણું—**મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે બુકસેલર.**
ત્રણ દરવાજા, **અમદાવાદ.**

ધર્મ વિજય પ્રી પ્રેસ, **અમદાવાદ.**